योगीन्द्रश्रीभर्तृहरिकृत

# વૈરાગ્યશતક

ભાષાંતરકર્તા

મણિલાલ ઇચ્છારામ દેશાઈ, બી. એ.
"ગુજરાતી"ના તંત્રી.

योगीन्द्र श्रीभर्तृहरि कृत

# વૈરાગ્યશતક

(મૂળ અને ગુજરાતી ભાષાંતર)

ભાષાંતરકર્તા

મણિલાલ ઇચ્છારામ દેશાઈ, બી. એ.

વિ. સં. ૧૯૮૫. ]

કિંમત ૦-૮-૦.

ॐ

राजर्षि भर्तृहरिकृत

# वैराग्यशतक

( मूळ अने गुजराती भाषांतर )



## મંગલાચરણ



अनुष्टुभ्वृत्त

दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ।
स्वानुभूत्येकसाराय नमः शान्ताय तेजसे ॥[1] १-क

દેશકાલાદિ પરિચ્છેદથી રહિત અને અનન્ત ચૈતન્ય-સ્વરૂપ, આત્મજ્ઞાનના માત્ર સારરૂપ શાંતિમય અને પ્રકાશ-રૂપ પરબ્રહ્મને હું નમસ્કાર કરું છું. ૧-ક

शार्दूलविक्रीडित

चूडोत्तंसितचन्द्रचारुकलिकाचञ्चच्छिखाभास्वरो
लीलादग्धविलोलकामशलभः श्रेयोदशाग्रे स्फुरन् ।

---

૧ આ શ્લોક નીતિશતકમાં પ્રારમ્ભમાં આવેલો છે એટલે વૈરાગ્ય શતકમાં એ અનુચિત છે. साराय ને બદલે मानाय પાઠ વાંચીએ તો "જેને જાણવાનું સાધન માત્ર સ્વાનુભવ છે એવા," એવો અર્થ થશે.

**अन्तःस्फूर्जदपारमोहतिमिरप्राग्भारमुच्चाटयं-**
**श्चेतःसद्मनि योगिनां विजयते ज्ञानप्रदीपो हरः[१] ॥ १ ॥**

હર (શિવ) જે જ્ઞાનનો પ્રદીપ છે, જે પોતાના કેશપાશના ભૂષણરૂપ થયેલા ચન્દ્રની સુંદર નાનકડી કળાનાં હાલતાં કિરણથી પ્રકાશમાન છે; જેણે રમતમાં ચંચલ કામરૂપ કકડાને બાળી નાંખ્યો છે; જે શ્રેયની દશા(અવસ્થા)માં સૌથી પ્રથમ પ્રકાશે છે; અને જે અન્તરમાં ફાટી નીકળતા અપાર મોહાન્ધકારનો પ્રદેશ નાશ કરે છે એવા હરરૂપ જ્ઞાનનો પ્રદીપ યોગીઓના ચિત્તરૂપ મકાનોમાં સંપૂર્ણ પ્રકાશી રહે છે.[૨] ૧

વૈરાગ્યનું કારણ કે, સુભાષિત સાંભળવાને કોઇ અધિકારી નથી.

अनुष्टुभ्वृत्त

**बोद्धारो मत्सरग्रस्ताः प्रभवः स्मयदूषिताः ।**
**अबोधोपहताश्चान्ये जीर्णमङ्गे सुभाषितम् ॥ २-क ॥**

જ્ઞાનીઓ (બીજાઓની ચઢતી જોઇને) ઇર્ષામાં સપડાયા છે; (અર્થાત્ જ્ઞાની છતાં હૃદય સાંકડું છે; એટલે તેઓ ટેકો આપતા નથી.) રાજાઓ ગર્વથી દૂષિત બનેલા છે (એટલે

---

૧ આ શ્લોક નિર્ણયની પ્રતમાં છે.

૨ આ શ્લોકમાં ચન્દ્રને (જ્ઞાનપ્રદીપની શિખાને) મસ્તકનાં ભૂષણનું સ્થાન આપી ભકતોના મગજનો તાપ હરણ કરવાનું સૂચન કરેલું છે; કામ જેવા મહાશત્રુને શલભ એટલે તૃણસમ ગણીને લીલા માત્રમાં બાળી નાંખવાની શકિત બતાવી છે; અંતરમાં નીકળતા મોહાન્ધકારના નાશ માટે સૂર્યના સમાન પ્રકાશ બતાવ્યો છે; યોગીઓનાં મન સદન કામક્રોધાદિ મળ વિનાના હોય છે ત્યાં જેમ જ્ઞાનદીપક પૂર્ણ પ્રકાશી રહે તેમ ભકતોના સર્વ અજ્ઞાનનો નાશ કરીને જ્ઞાનપ્રદીપરૂપ હર તેઓના મનમાં પ્રકાશી રહે છે.

સુભાષિત સાંભળતા નથી) અને બીજાઓ અજ્ઞાનથી હણાયલા છે (એટલે સુભાષિત સંભળાવાને માટે કોઈ યોગ્ય જણાતું નથી) અને તેથી (અમારી પાસે જે) સુભાષિત છે તે અંતરમાં જ જીર્ણ થઈ ગયું છે (ગુપ્ત રહેલું છે, માટે હું તે જગતને સંભળાવું છું).[1] ૨–૬

રાગનું મૂળ તૃષ્ણા, આશા, ઇચ્છા, કામના, લોભ આદિ છે. એ તૃષ્ણાના તિરસ્કાર વિના વૈરાગ્યની પ્રાપ્તિ થતી નથી, માટે કવિ તૃષ્ણાના તિરસ્કારના નવ શ્લોકનો સંગ્રહ પ્રથમ આપે છે.

शार्दूलविक्रीडित

**भ्रान्तं देशमनेकदुर्गविषमं प्राप्तं न किंचित्फलं**
**त्यक्त्वा जातिकुलाभिमानमुचितं सेवा कृता निष्फला।**
**भुक्तं मानविवर्जितं परगृहेष्वाशङ्कया काकव-**
**त्तृष्णे जृम्भसि पापकर्मपिशुने[2] नाद्यापि संतुष्यसि ॥ २ ॥**

દુઃખે જઈ શકાય એવા અનેક વિકટ દેશોમાં ફર્યો (અથવા ઘણા ફલોની આશાએ દુર્ગમ, વિકટ દેશો–વિષયોની શોધ કરી), પણ કાંઇ ફળ મળ્યું નહિં; જાતિનું અને કુલનું મારામાં જે ઉચિત અભિમાન હતું તે છોડીને સેવા–ચાકરી કરી, પણ તે નિષ્ફળ ગઇ; (ફલમાં તો સેવા કરવાનું કષ્ટ જ મળ્યું;) માન (અભિમાન અથવા પ્રતિષ્ઠા) વિનાના થઇને, કાગડો જેમ નાંખેલું બલિ ખાય તેમ, પારકાનાં ઘરોમાં મેં (નાંખેલા ટુકડાનું બીહીતાં બીહીતાં)

---

૧ સુભાષિતને માટે કોઈ અધિકારી નથી મળતો, તેથી કવિને શોક થાય છે. તેના વિરાગનું તેમાં કારણ છે. આ શ્લોક એક પ્રતમાં નીતિશતકમાં છે, પણ તેનું સ્થાન વૈરાગ્ય શતકમાં લાગે છે.

૨ पापकर्मपिशुने ને બદલે पापकर्मनिरते એવો પણ પાઠ છે એનો અર્થ પાપકર્મ કરાવવામાં પ્રેમ રાખનારી થાય છે.

ભોજન કર્યું; તોપણ પાપકર્મને સૂચવનારી કે પ્રવર્તાવનારી હે તૃષ્ણે, તું તો વધતી જ જાય છે, તને હજી સંતોષ થયો નથી (અર્થાત્ તું હજી મારા પાસે કાંઇ વિશેષ દુષ્ટ કર્મ કરાવવાની અપેક્ષા રાખતી જણાય છે). ૨

उत्खातं निधिशङ्कया क्षितितलं ध्माता गिरेर्धातवो
 निस्तीर्णः सरितां पतिर्नृपतयो यत्नेन संतोषिताः ।
मन्त्राराधनतत्परेण मनसा नीताः श्मशाने निशाः
 प्राप्तः काणवराटकोऽपि न मया तृष्णे सकामा भव[१] ॥३॥

જમીનમાં દોલત છે તે મળશે એવી શંકાથી ભૂમિનાં પડો ઉખેડી નાંખ્યા; પથરામાંથી સોનાચાંદી આદિ મળે છે તે આશાએ પર્વતમાંથી ધાતુની માટી–પથરા લઇ, ભઠ્ઠીઓ ધમાવી; નદીઓના પતિ એટલે સમુદ્ર(ને ખેડવાથી, વેપાર ખેડવાથી, ઘણો લાભ થશે, મોતી મળશે એ આશાએ સમુદ્ર)નું ઉલ્લંઘન કર્યું;[૨] રાજાઓને પણ (તેઓ ગમે તેવા હોય તોપણ તેમને) યત્નપૂર્વક સંતોષ આપ્યો; મન્ત્રોના જપ કરવામાં તત્પર મનવાળા મેં (ભૂતપ્રેત પિશાચાદિનો ભય ન રાખતાં) સ્મશાનોમાં રાત્રિઓ વીતાડી; (આ સર્વ કર્યું) છતાં મને કાણી કોડી પણ મળી નહિ; (માટે) હે તૃષ્ણે, (હવે તો) આટલેથી જ મનોરથ પૂર્ણ થયેલી થા, શાંત થઇ જા. ૩

शिखरिणी

खलालापाः सोढाः कथमपि तदाराधनपरै-
 र्निगृह्यान्तर्बाष्पं हसितमपि शून्येन मनसा ॥
कृतो वित्तस्तम्भप्रतिहतधियामञ्जलिरपि
 त्वमाशे मोघाशे किमपरमतो नर्तयसि माम् ॥ ४ ॥

---

१ तृष्णे सकामा भव ने બદલે तृष्णेऽधुना मुञ्च माम् હે તૃષ્ણે, હવે તો છોડ મને, એ પાઠ અન્યત્ર છે.

૨ મોતીઓ માટે તેમાં ડૂબકીઓ મારી;

શઠ લોકોના ઠપકા-મેણાટોણા, તેમની સેવામાં તત્પર રહીને પણ અમે દુ:ખેથી સહન કર્યા; (તેમની સેવા ઉઠાવવામાં તત્પર રહ્યા છતાં તેમના મેણાં સાંભળ્યાથી) અંતરમાં આવેલાં આંસુ રોકી નિરુત્સાહી દીલવાળા બનીને (લુખ્ખું) હસ્યા પણ; ધનને લીધે ગર્વવાળા અને તેથી જેમની બુદ્ધિ મૂઢ બની ગઇ હોય તેમને બે હાથ પણ જોડ્યા; (તોપણ કાંઇ જ મળ્યું નહિં;) હવે મનોરથ વ્યર્થ કરનારી હે આશે, તું મને આથી બીજો કયો નાચ નચાવવાની છે? ૪

તૃષ્ણાના દુષ્ટ ખેલમાં સપડાયેલા એવા મેં ઘણું અનુચિત પણ કર્યું છે, તે માટે કહે છે:

शिखरिणी

**अमीषां प्राणानां तुलितबिसिनीपत्रपयसां**
**कृते किं नास्माभिर्विगलितविवेकैर्व्यवसितम् ॥**
**यदाढ्यानामग्रे द्रविणमदनि:संज्ञमनसां[1]**
**कृतं मानव्रीडैर्[2]निजगुणकथापातकमपि ॥ ५ ॥**

કમળપત્રપર પડેલાં જલબિંદુઓ(જલબિંદુ કમળનાં પાંદડાંપરથી ઝટ સરી જાય છે તે)ના જેવા (વિશ્વાસ રાખવા યોગ્ય નહિ એવા) આ પ્રાણોને માટે (પ્રાણાત્મા દેહથી જુદો છે તે માટે)વિવેકભ્રષ્ટ એવા અમોએ શું શું નથી કર્યું? કારણ કે (પ્રાણના રક્ષણ માટે)ધનમદથી ગર્વિષ્ટ મનવાળા(વિચારશૂન્ય અંત:કરણવાળા) ધનવાનોની આગળ નિર્લજ્જ એવા અમો, પોતાના ગુણની કથારૂપ પાતક પણ કરી ચૂકયા છીએ. ૫

---

૧ नि:संज्ञमनसां ને બદલે नि:शंकमनसां નિ:શંક મનવાળા. પહેલો પાઠ વધારે યોગ્ય છે. ૨. मानव्रीडै: ને બદલે वीतव्रीडै: પાઠ છે.

आत्मप्रशंसां परगर्हणमिव वर्जयेत्—આત્મપ્રશંસાનો પરનિંદાની માફક ત્યાગ કરવો; આત્મપ્રશંસા અને પરનિંદા એ બન્ને સમાન છે.

ઉપરના શ્લોકમાં અનુચિત કર્યાનું કહ્યું છે. હવે કોઇ કહે કે, અમે તો ઉચિત કર્યું છે, તો કવિ કહે છે કે તે ઉચિત કસ્થાને હોવાથી તે ફળદાયક ના થયું, કારણ કે તૃષ્ણારૂપ મૂળનો નાશ થયો નથી.

शार्दूलविक्रीडित

**क्षान्तं न क्षमया गृहोचितसुखं त्यक्तं न संतोषतः**
**सोढा दुःसहशीतवाततपनक्लेशा न तप्तं तपः ॥**
**ध्यातं वित्तमहर्निशं नियमितप्राणैर्न शंभोः पदं**
**तत्तत्कर्म कृतं यदेव मुनिभिस्तैस्तैः फलैर्वञ्चिताः ॥ ६ ॥**

અમે ક્ષમા તો કરી, પણ તે (ક્ષમા કર્યાથી મનનો ઉદ્વેગ દૂર થાય તે કારણથી નહિ,) ક્ષમાની શ્રેષ્ઠતાને (કે ધર્મને) લીધે નહિં, (અપમાનાદિ સહન કર્યા, ક્ષમા કરી, તે અશક્તિને લીધે); અમે ગૃહ (સંસાર) જીવનને ઉચિત સુખ છોડી દીધું ખરું, (કોઇ કહેશે કે ધરાઇ ગયા તેથી; અથવા એ તુચ્છ લાગ્યું તેથી) પણ (સત્ય વાત એ છે કે,) તે તુચ્છ લાગ્યું કે પૂર્ણ સંતોષ થયો છે અને વધારેની ઇચ્છા નથી તેથી નહિં (પણ બ્રહ્મચર્યાદિ પાળવાની જ અશક્તિને કે પરાધીન થવાને લીધે); દુઃખે સહન કરી શકાય તેવા ઠંડીના, વાયુના અને તાપના દુઃખો સહન કર્યાં (એટલે કે તેથી જાણે કોઇ કહે કે અમોએ તપ કર્યું છે,) પણ ના, (એ તો ધનના લોભે દેશાંતર કરવામાં કે ગરીબાઇને લીધે સહન કર્યું, કાંઇ ઇશ્વરનિમિત્ત ચાન્દ્રાયણાદિક કરીને) તપ કર્યું નથી; રાતદિવસ પ્રાણોને નિયમમાં રાખ્યા, (એમ કોઇ કહે; પણ તેમાં કર્યું શું?) તેમાં ધનનું ધ્યાન કર્યું, કાંઇ (પ્રાણોને નિયમમાં રાખી) શંભુના ચરણનું

ધ્યાન કર્યું નથી; મુનિઓ જે જે કર્મો કરે છે તે તે બધાં કર્મો એક રીતે અમે કર્યાં છે (મુનિઓને તો તેનું સારું ફળ મળે છે; ક્ષમાના ગુણથી મનનો ઉદ્વેગ જાય છે; ઘરસંસારનો ત્યાગ કરી સંતોષ મેળવે છે; વ્રત જપ કરીને, તપ કરીને, તાપ ટાઢ સહીને, પ્રાણોને નિયમમાં રાખીને શંભુનું ચરણ મેળવે છે) પણ અમને તેમનાં જેવાં ફળ મળ્યાં નથી (કારણ અમારી તૃષ્ણા મરી ગઈ નથી). ૬

જીવનના અંતમાં સ્થિતિ કેવી હોય છે તે વિષે કવિ કહે છે:

उपेन्द्रवज्रा

**भोगा न भुक्ता वयमेव भुक्ता-**
**स्तपो न तप्तं वयमेव तप्ताः ॥**
**कालो न यातो वयमेव याता-**
**स्तृष्णा न जीर्णा वयमेव जीर्णाः ॥ ७ ॥**

(જાતજાતના) વિષયો–ભોગો અમે ભોગવ્યા નથી; (ઉલટા) અમે જ (અનન્ત તૃષ્ણામાં) ભોગવાઇ (ખવાઇ) ગયા છીએ (જીવનને અંતે તૃષ્ણામાંથી છૂટ્યા નથી); (વ્રત જપ દાનાદિ પુણ્યકારી) તપ અમોએ સેવ્યાં નથી, ઉલટા અમે જ(માનસિક, દૈહિકાદિ તાપમાં) તપાયા છીએ; કાલ કાંઇ ગયો નહિં (કારણ કે તે અખણ્ડ દણ્ડાયમાન્ છે, તેનું જવું આવવું નથી), ઉલટા અમે જ (જીવિતના અવધિકાલને ઉલ્લંઘી) છેડે પોહોંચ્યા છીએ; (અથવા સદાચારમાં કે સજ્જનના સહુવાસમાં કાલ ના ગયો; અમારો કાલ તો દેહ અને ઘરના યોગક્ષેમ કરવામાં પૂરો થયો;) તૃષ્ણા તો શિથિલ–જીર્ણ ના થઇ, પણ અમે તો જીર્ણ (વૃદ્ધ) થઇ ગયા. (ભાવાર્થ એ છે કે, તૃષ્ણાના નાશને માટે પ્રયાસ કરવો જોઈએ.) ૭

अनुष्टुभ्वृत्त

**वलीभिर्मुखमाक्रान्तं पलितेनाङ्कितं शिरः ॥**
**गात्राणि शिथिलायन्ते तृष्णैका तरुणायते ॥ ८ ॥**

(ઘડપણને લીધે ઢીલી પડેલી ચામડીની) કરચલીઓથી મોઢું છવાઈ ગયું છે; માથું શ્વેત કેશ વડે અંકિત થયું છે; ગાત્રો (હાથપગાદિ અવયવો) નરમ પડ્યા હોય તેમ કામ કરે છે (કાર્ય કરવાને સમર્થ નથી); માત્ર એકલી તૃષ્ણા જુવાનની પેઠે વર્તે છે (જુવાનને લોહી ચઢે છે તેમ તૃષ્ણા રોજ બળવાન થતી જાય છે, એ એક આશ્ચર્ય છે). ૮

જ્ઞાનના અભાવે, તૃષ્ણામાંથી છૂટેલા ન હોવાથી જીવવાની આશા ઘણી બળવાન છે.

शिखरिणी

**निवृत्ता भोगेच्छा पुरुषबहुमानोऽपि गलितः**
**समानाः स्वर्याताः सपदि सुहृदो जीवितसमाः ॥**
**शनैर्यष्ट्युत्थानं घनतिमिररुद्धे च नयने**
**अहो मूढः कायस्तदपि मरणापायचकितः ॥ ९ ॥**

વિષય ભોગવવાની ઇચ્છા જતી રહી (કારણ કે ઘડપણને લીધે અશક્તિ આવી છે); પુરુષોમાં બહુ સન્માન થતું હતું તે પુરુષ હવે પડ્યો છે; (તેનું માન હવે જતું રહ્યું છે); મિત્રો અને બાન્ધવો જે મારા સમાન (સમોવડીઆ) હતા (અથવા જેઓને બહુ માન મળતું હતું,) જે મારા પ્રાણતુલ્ય હતા (તેઓ પોતાનાં સુકૃતના જોરે) જલદીથી સ્વર્ગમાં ચાલી ગયા છે; (હું ઘડપણની દુર્દશામાં સપડાઇને, માન વિનાનો અહીં રહી ગયો છું); (કહેશો કે સ્વર્ગમાં ગયા તેમની ઈર્ષા થાય છે, પણ ના, તેમ પણ નથી; હું તો મારું દુઃખ રડું છું કે,) ધીમે ધીમે લાકડીનો ટેકો

લેઇને ઉઠવાનું પ્રાપ્ત થયું છે અને આ બે નેત્રો પણ ગાઢ અંધકારથી રુંધાઇ ગયાં છે, (ત્યારે કોઇ કહેશે કે, આથી મરવું સારું; તો કહું છું કે) આમ છતાં આ જ્ઞાનહીન દેહને મરણરૂપ નાશથી આશ્ચર્ય થાય છે (બીક લાગે છે). (અર્થાત્ જીવવાની તૃષ્ણા ઘણી અદ્‌ભૂત છે.) ૯

છેલ્લા ત્રણ શ્લોકોમાં બુઢાપાના દૂષણદ્વારા તૃષ્ણાની નિંદા કરી; ત્યારે કોઇ પૂછે કે, આવી તૃષ્ણાને છોડીને, આત્મસુખનો અનુભવ કરવામાં તત્પર કોઈ મહાપુરુષો હશે? એવા પ્રશ્નના જવાબ જણાવતાં તૃષ્ણાનું મહા નદીત્વ કવિ આ રીતે વર્ણવે છે.

शार्दूलविक्रीडित

**आशा नाम नदी मनोरथजला तृष्णा तरंगाकुला**
**रागग्राहवती वितर्कविहगा धैर्यद्रुमध्वंसिनी ॥**
**मोहावर्तसुदुस्तरातिगहना प्रोत्तुङ्गचिन्तातटी**
**तस्याः पारगता विशुद्धमनसो नन्दन्ति योगीश्वराः ॥१०॥**

આશા નામની આ નદી છે; અનેક પ્રકારના મનોરથો રૂપ તેનું જળ છે; (અપ્રાપ્ય વસ્તુઓની પ્રાપ્તિ માટે) તૃષ્ણા-(અભિલાષા)રૂપ તરંગોથી તે ખળભળી રહેલી છે; રાગ-દ્વેષાદિરૂપ મઘરોવાળી તે છે; લાભાલાભના સંકલ્પવિકલ્પ-રૂપ પક્ષીઓવાળી છે; (મનના નિર્વિકારરૂપ) ધૈર્ય નામના વૃક્ષનો નાશ કરનારી છે; અજ્ઞાનરૂપ વમળો(ભમરીઓ)ને લીધે તે સેહેલથી નહિં, પણ દુઃખે તરી શકાય તેવી અને અતિગહન (અતિ ઉંડી) છે; ચિંતારૂપ એના અતિ ઉંચા બે કાંઠા[1] છે; આવી આશા–તૃષ્ણા નામની નદીનો પાર

---

[1] ઇષ્ટની પ્રાપ્તિ માટે ઉત્પન્ન થતું ધ્યાન તેનું નામ ચિન્તા. એ ચિન્તા ઘણા પ્રકારની હોવાથી કાંઠાનું સ્થાન ચિન્તાને આપ્યું છે કે જે કાંઠે–પાર જાય ત્યાં ચિન્તા જ મળે.

**ઉતરનારા તો વિશુદ્ધ મનવાળા યોગીશ્વરો છે કે જેઓ એકલા જ બ્રહ્માનન્દનો અનુભવ કરે છે.[1] ૧૦**

અર્થાત્ જ્ઞાનરૂપ હોડીવડે વિશુદ્ધ અંતઃકરણવાળા હોય તેઓ તૃષ્ણા નદીને તરી જાય છે.

ઇતિ શ્રીવૈરાગ્યશતકમાં તૃષ્ણાદૂષણ નામનું પ્રથમ દશક પૂર્ણ થયું.

---

## વિષયપરિત્યાગનો સ્વીકાર

આગલા શ્લોકમાં યોગીઓ તૃષ્ણા નામની નદીને તરી જઇને પરમાનન્દ ભોગવે છે એમ કહ્યું છે, પણ તૃષ્ણા નદીનું ઉલ્લંઘન સરળ નથી. તેમાટે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ જે વિષયો છે તેનો અથવા તો જર, જોરુ અને જમીનરૂપ ભોગ્ય વસ્તુઓનો સંપૂર્ણ ત્યાગ આવશ્યક છે, અને તેથી એ વિષયોનો ત્યાગ અથવા સંન્યાસ વિષે હવે કહે છે.

शिखरिणी

**न संसारोत्पन्नं चरितमनुपश्यामि कुशलं**
**विपाकः पुण्यानां जनयति भयं मे विमृशतः ।**

---

૧ તૃષ્ણા—આશાને નદીરૂપ કલ્પવામાં કારણ એ કે, જલપ્રવાહ અવિચ્છિન્ન રહે અને આશાપ્રવાહ પણ અવિચ્છિન્ન રહે છે; મનોરથમાં જલપણું કલ્પ્યું છે, કારણ કે તેમાં પ્રતિકૃતિઓનું સ્વરૂપ જણાય છે તેમ તે સર્વ દિશામાં ભ્રમણ કરે છે; તેમાં ડૂબકી મારવી અને પાછા બાહાર નીકળવું એ પરંપરા સહજ હોવાથી વિરામનો અભાવ છે, તેથી કરીને તૃષ્ણામાં તરંગોનું સાધર્મ્ય છે; દુષ્ટ સ્વભાવને લીધે ગ્રહણ કરવાની ઇચ્છાનાં સામ્યને લીધે રાગાદિને મઘરાદિ માન્યાં છે; નાના પ્રકારની ગતિમાનપણામાં પક્ષીઓનું વિતર્કો સંકલ્પ-વિકલ્પોની સાથે સામ્ય છે; અત્યંત સ્થિરપણાના સ્વભાવને લીધે ધૈર્યને અડગ વૃક્ષ સાથે લીધું છે, આશા ધૈર્યનો નાશ કરે અને નદી વૃક્ષનો નાશ કરે; મોહને વમળની બરાબર લીધો છે, કારણ કે તેમાં અત્યંત ભ્રમણ કરવાનો સાધર્મ્ય છે; અગાધપણું બતાવવારૂપ સાધર્મ્યને લીધે નદીના તટોને ચિંતા સાથે લીધાં છે. આ રીતે આ શ્લોકમાં સમસ્ત વસ્તુવર્તિસાવયવરૂપક નામનો અલંકાર છે.

**महद्भिः पुण्यौघैश्चिरपरिगृहीताश्च विषया**
**महान्तो जायन्ते व्यसनमिव दातुं विषयिणाम् ॥ ११**

આ સંસારમાં (ફલના હેતુથી) કરવામાં આવતું કોઇ પણ પુણ્ય (આચરણ) કુશળ (સુખ) કરનારું છે, એવું હું જોતો નથી. (પાપમાં સુખ ના હોઇ શકે તે સ્વાભાવિક છે, માટે પુણ્ય કર્મ જ કહ્યું છે. કોઇ પુણ્ય કામ સુખકર નથી, તેવા નિર્ણય માટે કારણ પૂછે તેના ઉત્તરમાં કહે છે કે) પુણ્ય-(કર્મો)નાં (સંપત્તિ, સ્ત્રી આદિરૂપ) ફળ, ખૂબ વિચાર કરનારા એવા મને તો ભય ઉત્પન્ન કરે છે. (શા માટે આમ વિપરીત અસર થાય છે, તેના જવાબમાં કહે છે કે) મોટા મોટા પુણ્ય(કર્મ)ના સંગ્રહોના જોરે લાંબા કાળથી આરંભી જે વિષયોનો મોટો સંગ્રહ કર્યો તે ભોગવિષયો વિષયાસકતોને જાણે દુઃખ આપવા માટે વૃદ્ધિ પામેલા છે. ૧૧

જેમ વિષય લાંબા કાળની મેહેનતથી પ્રાપ્ત થયા પછી મોટા બને છે તેમ પુણ્યનો ક્ષય થતાં તે જતાં રહે ત્યારે દુઃખ આપવામાં પણ મોટા બને છે, ઘણું દુઃખ આપે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે, શાશ્વત સુખ આપનારું પુણ્ય કર્મ કરવું; સામયિક, ફરીફરીને શ્રમ આપનારું કર્મ નહિં.

હવે આ વિષયોનો પરિત્યાગ કેવી રીતે કરેલો સુખકર થાય, તે વિષે કહે છે કે,

शिखरिणी

**अवश्यं यातारश्चिरतरमुषित्वापि विषया**
**वियोगे को भेदस्त्यजति न जनो यत्स्वयममून् ।**
**व्रजन्तः स्वातन्त्र्यादतुलपरितापाय मनसः**
**स्वयं त्यक्ता ह्येते शमसुखमनन्तं विदधति ॥ १२ ॥**

વધારે લાંબો સમય વિષયો (આપણી સાથે) રહ્યા છતાં એ અવશ્ય ચાલ્યા જવાના છે; (લાંબો પરિચય છે,

માટે કાંઇ તે આપણી સાથે હુંમેશ રહેવાના નહિં, ત્યારે પ્રશ્ન થાય છે કે) ત્યારે એ વિષયો જાય (નાશ પામે) ત્યારે એમાં ભેદ શો છે, વિશેષતા શી છે કે, માણુસ પોતે એમનો ત્યાગ કરતો નથી? (કેમકે ઉલટું) (માણુસ વિષયોને છોડતો નથી પણ) એ વિષયો સ્વતન્ત્રપણે જાય છે તો મનને અતુલ પરિતાપ કરાવે છે; (પણ) જો (માણસે) પોતાની મેળે એમને ત્યજી દીધા તો તે અનન્ત શાંતિસુખ આપે છે.૧૨

પોતાની ખુશીથી કરેલા વિયોગમાં અને પારકાએ કરાવેલા વિયોગમાં આ ભેદ છે, માટે વિષયોનો પરિત્યાગ પોતાની ખુશીનો, પૂર્ણ સંતોષનો હોવો જોઇએ; તો તૃષ્ણા નદી તરીને પરમાનંદ ભોગવી શકાય.

હવે કેવા પુરુષો વિષયોનો ત્યાગ કરવામાં સમર્થ છે, તે માટે કહે છે કેઃ—

शार्दूलविक्रीडित

**ब्रह्मज्ञानविवेकनिर्मलधियः कुर्वन्त्यहो दुष्करं**
**यन्मुञ्चन्त्युपभोगभाञ्ज्यपि धनान्येकान्ततो निःस्पृहाः॥**
**संप्राप्तान्न पुरा न संप्रति न च प्राप्तौ दृढप्रत्यया-**
**न्वाञ्छामात्रपरिग्रहानपि परं त्यक्तुं न शक्ता वयम् ॥**

અહોહો, બ્રહ્મના જ્ઞાનથી ઉત્પન્ન થતા વિચાર–વિવેકથી જેમની બુદ્ધિ નિર્મળ થઇ છે તે (જ્ઞાની)ઓ દુષ્કર કાર્ય કરે છે; એટલે કે જરા પણ સ્પૃહા વિનાના આ પુરુષો ઉપભોગને યોગ્ય ધનાદિ પાસે હોવા છતાં તેનો સંપૂર્ણ ત્યાગ કરે છે; ત્યારે મારા જેવા અજ્ઞાનીઓ ભૂતકાળમાં ન મેળવેલા તેમ વર્તમાનમાં પણ ન મળતા તેમ ભવિષ્યમાં પણ મળવાનો જેને માટે પાકો વિશ્વાસ નહિં એવા, પણ માત્ર મનોરથમાં જ જે પદાર્થો મળ્યા છે (મનના વ્યાપારના જ વિષયો થયા છે પરંતુ અનુભૂત થયા નથી) એવા પદાર્થોનો પણ પૂરો ત્યાગ કરવાને અસમર્થ છે. ૧૩

અર્થાત જો ખરેખર ધનાદિ પદાર્થાં મળ્યા હોય તો તો ત્યાગના જ કરીએ, એમાં કહેવું શું ? એટલે કે વિષયોના પરિત્યાગમાં બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ અવશ્ય કરવી જોઇએ.

તીલાંગની પ્રતમાં નીચે પ્રમાણે શ્લોક છે.

**ब्रह्मज्ञानविवेकिनोऽमलधियः कुर्वन्त्यहो दुष्करं**
**यन्मुञ्चन्त्युपभोगकाञ्चनधनान्येकान्ततो निःस्पृहाः ॥**
**न प्राप्तानि पुरा न संप्रति न च प्राप्तौ दृढप्रत्ययो**
**वाञ्छामात्रपरिग्रहाण्यपि परं त्यक्तुं न शक्ता वयम् ॥**

બ્રહ્મનાં જ્ઞાન વડે વિચારશીલ થયેલા અને નિર્મળ બુદ્ધિવાળા (શુદ્ધ અંતરવાળા), અહોહો, દુષ્કર કાર્ય કરી રહ્યા છે, કે ઉપભોગને આપનારા સુવર્ણ ધનાદિને જરા પણ સ્પૃહા વિનાના એ પુરુષો બીલ્કુલ ત્યજી દે છે; ત્યારે જે પૂર્વે મળેલાં નથી તેમ વર્તમાનમાં મળનાર નથી તેમ ભવિષ્યમાં મળશે તે માટે પાકો વિશ્વાસ નથી પણ જે માત્ર ઇચ્છામાં જ મળેલાં છે છતાં તેવાનો ત્યાગ કરવાને અમારા જેવા (અજ્ઞાનીઓ) સમર્થ નથી. ૧૩–ક

આગલા શ્લોકમાંના હેતુ બીજી રીતે દર્શાવે છે કેઃ

शार्दूलविक्रीडित

**धन्यानां गिरिकन्दरेषु वसतां ज्योतिः परं ध्यायता-**
**आनन्दाश्रुकणान्पिबन्ति शकुना निःशङ्कमङ्केशयाः ।**
**अस्माकं तु मनोरथोपरचितप्रासादवापीतट-**
**क्रीडाकाननकेलिकौतुकजुषामायुः परं क्षीयते ॥ १४ ॥**

પર્વતોની ગુફાઓમાં (એકાન્તમાં) વસનારા તેઓ કે જેઓ પરંજ્યોતિ(પરબ્રહ્મ)નું ધ્યાન ધરે છે તેઓને ખરેખર ધન્ય છે. (જુઓ કે) જરા પણ શંકા વિના (નિર્ભયપણે તેઓના ખોળામાં બેઠેલા (રમતા) પક્ષીઓ (પરમ) આન-

ન્હને લીધે તેમની આંખોમાંથી ઝરતાં આંસુઓનાં કણો (બિન્દુઓ) પી રહ્યા છે. (આવી અલૌકિક શાન્તિ અને આનન્દ તેઓ ભોગવે છે) ત્યારે મનોરથમાં ગોઠવેલા મહાલયો, વાવો(સરોવરો)ના કીનારાઓ અને ક્રીડાવનો માંના વિહારોના[1] કૌતુકોને ભોગવતા(તેમાં ઉત્સુકતાવાળા) અમારા જેવાનું તો આયુષ્ય તદ્દન ક્ષય પામે છે (એટલે બ્રહ્મનું ધ્યાન ન ધરતાં આ દુઃખકારક વિષયોની ચિન્તાના ધ્યાનમાં આયુષ્ય ગુમાવનારા અમોને ધન્ય નથી). ૧૪

હવે વિષયથી થાકેલા કોઇ એકનું નિરાશાવચન કહે છે,

वसन्ततिलका

**भिक्षाशनं तदपि नीरसमेकवारं**
**शय्या च भूः परिजनो निजदेहमात्रम् ।**
**वस्त्रं विशीर्णशतखण्डमयी च कन्था**
**हा हा तथापि विषया न परित्यजन्ति ॥ १५ ॥**

ભિક્ષાથી માંગેલાં અન્નનો આહાર, તે પણ રસ વિનાના અન્નનો આહાર અને તે પણ એક જ વાર મળે, શય્યાને માટે જમીન, અને પરિજન (નોકર ચાકર)માં માત્ર પોતાનો દેહ; વસ્ત્ર જૂનું અને સો કટકાવાળી ઝોળી હોય છતાં, અરેરે, ભોગની ઇચ્છાઓ છૂટતી નથી. ૧૫

આમાં વિષયત્યાગના કારણની સામગ્રીની હાજરી છતાં કાર્યની અનુત્પત્તિને લીધે વિશેષોક્તિ નામનો અલંકાર કહ્યો છે.

હવે વિષયોમાં કામિની મુખ્ય હોય છે અને તેના દૂષણ જણાવ્યા વિના તેના ત્યાગનો ઉપદેશ સફલ નથી, માટે તેના દોષ વર્ણવે છે.

---

૧ "હવામાં બાંધેલા મહાલયોની આસપાસની ખાઇઓના કીનારે આવેલા ક્રીડાવનોના વિહારોના" એવો પણ અર્થ થઈ શકે છે.

शिखरिणी

**स्तनौ मांसग्रन्थी कनककलशावित्युपमितौ**
**मुखं श्लेष्मागारं तदपि च शशाङ्केन तुलितम् ॥**
**स्रवन्मूत्रक्लिन्नं करिवरशिरःस्पर्धि जघनं**
**मुहुर्निन्द्यं रूपं कविजनविशेषैर्गुरुकृतम् ॥ १६ ॥**

સ્ત્રીનાં બે સ્તનો તે માંસના બે પિણ્ડા, તેમને કનકના કળશ એવી ઉપમા આપી છે; મુખ જે શ્લેષ્મ (કફ, લાળ, દાંતના મેલ આદિ)થી ભરેલું છે, છતાં તેની શશાઙ્ક(ચન્દ્ર)ની સાથે તુલના કરી છે; જઘન[1] જે (ગુહ્યાંગની દૃઢતાના અભાવને લીધે) ઝરતા મૂત્રને લીધે ભીનું હોય છે તે (મદ ઝરતા) ઉત્તમ હાથીના મસ્તકની સાથે સ્પર્ધા કરવાવાળું છે (એમ કહે છે). (સ્ત્રીનું) જે રૂપ ફરીફરીને નિન્દા કરવા યોગ્ય છે તેને મોટા મોટા કવિઓએ ઘણું ઉંચું સ્થાન આપ્યું છે.[2] ૧૬

માત્ર એક પરમેશ્વર જ સંપૂર્ણપણે અનુરક્ત છે અને વિરક્ત છે. બીજાઓ તો અનનુરાગીપણાને લીધે અને અવિરક્તપણાને લીધે ક્લેશ જ સહન કરે છે તે માટે કહે છે:

शार्दूलविक्रीडित

**एको रागिषु राजते प्रियतमादेहार्धहारी हरो**
**नीरागेषु जनो विमुक्तललनासङ्गो न यस्मात्परः ॥**

---

૧ ગુહ્યાંગની બહારનો અને પેઢુની નીચેનો ભાગ. ૨ સ્તનનું મર્દન એટલે શું? માંસના લોચાનું મર્દન; મુખનું ચુમ્બન એટલે શું? કફ, થુંક, લાળ આદિથી ભરેલ મુખનું ચુમ્બન; મૂત્રથી ભીનું થયેલું જઘન ત્યાં સંભોગસુખની પરિસીમા; હાસ્યમાં હાડકાનું દર્શન; એ બધાને તે શું વખાણવું? આ કવિ કહે છે કે, કવિઓ જેમને વખાણે છે તે સર્વ અયોગ્ય વસ્તુઓ છે. પણ મારો પ્રશ્ન છે કે, શું મર્દના શરીરમાં થુંક, માંસ, હાડકાં મૂત્રાદિ નથી? સ્ત્રીનાં શરીરની જ નિંદા શા માટે?

**दुर्वारस्मरबाणपन्नगविषव्याविद्धमुग्धो जनः**
**शेषः कामविडम्बितान्न विषयान्भोक्तुं न मोक्तुं क्षमाः॥**

સર્વ અનુરાગીઓમાં એકલા શંકર શોભે છે કે જેણે પોતાની પ્રિયતમા પાર્વતીના અર્ધ શરીરને હરીને પોતાના દેહના (વામ) અર્ધ ભાગમાં રાખ્યું છે (એટલો બધો પ્રેમ, કે એક ક્ષણ પણ છૂટા રહી ના શકાય; માટે જગતમાં એના જેવો કામુક કોઇ જ નથી, એમ કહી શકાય); તેમ જ વિરાગીઓમાં એનાથી બીજો કોઇ જન નથી કે જે લલનાની આસક્તિથી પૂરો મુક્ત છે. (તપશ્ચર્યાના સમયે મદન આવ્યો ત્યારે શંકરે કામને બાળી નાંખ્યો હતો. આના જેવો વૈરાગ્ય બીજા કોઇનો નથી.) પરંતુ નિવારી ના શકાય તેવા સ્મર( કામ )નાં બાણો જે સર્પોના ભારી ઝેર જેવાં છે તે બાણોથી સંપૂર્ણ વિંધાઇને મોહ પામેલો (વિહ્વલ થયેલો) સાધારણ મનુષ્ય કામે સ્વીકારેલાં વિષયોને પૂરા ભોગવવાને કે તેમનો ત્યાગ કરવાને સમર્થ નથી.[1] ૧૭

એટલે કે ઈશ્વર સિવાય કોઇ ખરો અનુરાગી નથી કે વિરક્ત નથી, કારણ કે તે જ એક कर्तुमकर्तुमन्यथाकर्तुम् સમર્થ છે.

આ શ્લોકમાં स्मरबाणपन्नगમાં રૂપક નામનો અલંકાર છે.

હવે સ્ત્રીના દોષનું પૂર્ણ જ્ઞાન હોવા છતાં તેનો ત્યાગ થતો નથી. તેનું કારણ કહે છે.

शिखरिणी

**अजानन्दाहात्म्यंपततु शलभस्तीव्रदहने**
**स मीनोऽप्यज्ञानाद्‍ बडिशयुतमश्नातु पिशितम् ॥**
**विजानन्तोप्येते वयमिह विपज्जालजटिला-**
**न्न मुञ्चामः कामानहह गहनो मोहमहिमा ॥ १८ ॥**

---

૧ આ શ્લોક તિલાગની પ્રતમાં શૃંગાર શતકમાં મૂકયો છે, પણ તે યોગ્ય નથી; કારણ તેમાં વૈરાગ્યની પ્રધાનતા છે.

અગ્નિને બાળવાનો સ્વભાવ ન જાણનારું પતંગિયું તીવ્ર (જાજ્વલ્યમાન) અગ્નિમાં ભલે પડે; તેમ પેલું માછલું પણ અજ્ઞાનપણામાં લોખંડના આંકડામાં ભેરવેલા માંસના પીંડ (ગલ)ને ભલે ખાય; (તેઓ તેમ કરે તેમાં તેમનો કાંઈ દોષ નથી કેમકે અજ્ઞાનતામાં કરેલો દોષ તે દોષ નથી.) પણ આપણે તો સંપૂર્ણ જાણકાર છતાં વિપત્તિસમૂહની જાલમાં ગુંથાયેલા (ઉપદ્રવોના કારણભૂત) એવા કામો-વિષયોનો આલોકમાં ત્યાગ કરતા નથી. (અમારો પણ આમાં ખરું જોતાં અપરાધ નથી, કારણ કે) અહાહા, મોહનો આ મહિમા ઘણો ગહન છે (અર્થાત્ દોષ મોહનો છે). ૧૮

અજ્ઞાનતા અથવા મોહનો મહિમા ગહન છે અને તેથી સત્ય સુખના અભાવવાળા અન્નપાનાદિના વિષયોમાં સુખબુદ્ધિ થાય છે તે માટે કહે છેઃ—

शिखरिणी

**तृषा शुष्यत्यास्ये पिबति सलिलं शीतमधुरं**
**क्षुधार्तः शाल्यन्नं कवलयति मांसादिकलितम् ॥**
**प्रदीप्ते कामाग्नौ सुदृढतरमालिङ्गति वधूं**
**प्रतीकारं व्याधेः सुखमिति विपर्यस्यति जनः ॥ १९ ॥**

જ્યારે તૃષાથી મુખ સૂકાય છે ત્યારે માણસ ઠંડું અને મધુર[1] જળ પીયે છે; ક્ષુધાથી પીડાતો મનુષ્ય માંસાદિથી સ્વાદિષ્ટ કરેલા શાલી (કણકી)[2] અન્નના કોળિયા ભરે

---

૧-૨ આ શ્લોકનો અર્થ સામાન્ય હોય એમ માનવાનું નથી. તૃષાથી મુખ સૂકાયું અને જળ પીધું, ભૂખ લાગી અને કણકી ખાધી, કામાગ્નિની બળતરા થઇ અને આલિંગન કર્યું; એ સામાન્ય ક્રિયામાં વિશેષતા નથી. સામાન્ય વસ્તુમાં ઉંધી બુદ્ધિ ન થાય. ખરી તૃષા લાગી હોય અને જળ તો સામાન્ય જ હોય, પણ તે વેળા એ જળ ઠંડું અને મધુરું છે એમ માનીને પીએ છે. ઠંડું કહેવામાં સંતાપહરણ કરવાનો

છે; જ્યારે કામાગ્નિ પ્રદીપ્ત થયો હોય છે ત્યારે પોતાની સ્ત્રીને ખૂબ જોરથી આલિંગન કરે છે; એટલે કે માણસ (તત્વને ભૂલી જાય છે અને) વ્યાધિને દૂર કરવાનો ઉપાય એ જ સુખ છે એવી ઉંધી બુદ્ધિ તેને થાય છે. ૧૯

આવી રીતે અજ્ઞાની જન સંસારના વિષયોના પ્રેમમાં બંધાય છે ત્યારે જ્ઞાની સર્વ સંગનો ત્યાગ કરીને કૃતકૃત્ય થાય છે તે માટે કહે છે:

शार्दूलविक्रीडित

**तुङ्गं वेश्म सुताः सतामभिमताः संख्यातिगाः संपदः**
**कल्याणी दयिता वयश्च नवमित्यज्ञानमूढो जनः ।**
**मत्त्वा विश्वमनश्वरं निविशते संसारकारागृहे**
**संदृश्य क्षणभङ्गुरं तदखिलं धन्यस्तु संन्यस्यति ॥ २० ॥**

ઉંચા મહાલયો; સાધુ(વિદ્વાનો)માં માન પામેલા પુત્રો; ગણાય નહિં એટલી સંપત્તિ; કલ્યાણી (અનુકૂળ, પુણ્યશીલા) સ્ત્રી; નવી જુવાની, આવું સઘળું જોઇને અજ્ઞાનથી મુગ્ધ થયેલો માનવી આ (ઉપર્યુક્ત પ્રપંચ કે વસ્તુઓ) ચિરંજીવ-શાશ્વત છે, એમ માનીને સંસારરૂપ કારાગૃહમાં પ્રવેશ કરે છે; ત્યારે આ સર્વ ક્ષણભંગુર છે એમ બરાબર સમજીને તે સર્વનો કોઇ ધન્ય (જ્ઞાની) પુરુષ ત્યાગ કરે છે. ૨૦

ઇતિ વૈરાગ્યશતકમાં વિષયપરિત્યાગસ્વીકાર નામનું બીજું દશક પૂર્ણ.

---

હેતુ છે. એ જળ શર્કરાના પાન જેવું લાગે છે, માટે મધુર કહે છે. ભુખ લાગી હોય ત્યારે શાલી એટલે ભાત ખાંડતાં ચોખાનો જે ભૂકો અથવા છેક ઝીણા ચોખા રહે છે તે. ગરીબો તે ખાય છે એ શાલીનું ભોજન, માંસાદિથી સ્વાદિષ્ટ કરેલા ચોખા જેવું છે એમ માનીને કરે છે, હોંસેહોંસે કોળિયા ભરે છે. એ જ પ્રમાણે સ્ત્રી કુરૂપવાન હોય તોપણ કામાગ્નિ પ્રદીપ્ત થાય ત્યારે તેને ખૂબ જોરથી ભેટે છે. તૃષા, ક્ષુધા અને કામાગ્નિ એ ત્રણ રોગોના ઉપાય જલ, અન્ન અને સ્ત્રી અનુક્રમે છે અને તેમાં સુખ માને છે.

## યાચનાજનિત દૈન્યદૂષણ

વિષયોનો પરિત્યાગ કરવાનું કહ્યું; હવે વિષયોના પદાર્થો માટે યાચના કરવાથી ઉત્પન્ન થતાં દૈન્યમાં પણ દૂષણ છે, તે માટે કહે છે:

शार्दूलविक्रीडित

**दीना दीनमुखैः सदैव शिशुकैराकृष्टजीर्णाम्बरा**
**क्रोशद्भिः क्षुधितैर्निरन्नविधुरा दृश्या न चेद् गेहिनी ।**
**याञ्चाभङ्गभयेन गद्गदगलत्त्रुट्यद्विलीनाक्षरं**
**को देहीति वदेत्स्वदग्धजठरस्यार्थे मनस्वी पुमान् ॥ २१ ॥**

જે રાંકડી છે એવી, જેમનાં મુખ સદૈવ નૂર (શોભા) વિનાનાં છે (કારણ કે બાળકોને આનંદ આપવાને જોઇતી સંપત્તિ માબાપ પાસે નથી) એવાં, રોતાં કકળતાં, ભૂખ્યાં બાલુડાંઓ જેનાં જીર્ણ વસ્ત્રને (ફાટેલાં છતાં, અન્નપાનાદિની માંગણીપૂર્વક) ખેંચે છે (વધારે ફાડે છે) એવી, જેને પોતાને પણ અન્નપાણી મળેલું ન હોવાથી વિહ્વળ થઇ ગઇ છે એવી ગૃહિણી જો નજરે ન પડી હોય ત્યાં સુધી કયો ધૈર્યશાલી પુરુષ, પોતાના બળેલા પેટના માટે, યાચનાનો ભંગ થવાના ભયને લીધે ગદ્ગદ્ કંઠે ત્રુટતા અસ્પષ્ટ અક્ષરોથી 'આપો' એમ કહે ? ૨૧

કહેવાનો સાર એ છે કે જ્યાં સુધી આવી ગૃહિણી નથી જોઇ ત્યાં સુધીજ ધૈર્ય રહે છે, પછી નહિ. માટે એવી અવસ્થા ન થાય તે સારુ સ્ત્રીનો ત્યાગ કરવો, પરણવું જ નહિ.

હવે ઉપર પ્રમાણે દીન સ્થિતિનું મૂળ જઠર—પેટ છે, માટે તેની નિન્દા કરે છે:

हरिणी

**अभिमतमहामानग्रन्थिप्रभेदपटीयसी**
**गुरुतरगुणग्रामाम्भोजस्फुटोज्ज्वलचन्द्रिका ।**

**विपुलविलसल्लजावल्लीवितानकुठारिका**
**जठरपिठरी दुष्पूरेयं करोति विडम्बनम् ॥ २२ ॥**

સવને માન્ય અથવા ઇષ્ટ એવી જે મહામાનરૂપ ગ્રન્થી(ગાંઠ)ને છોડી નાંખવાને સમર્થ એવી; વધારે મોટા ઉંચા (ગાંભીર્ય–ધૈર્યાદિ) ગુણ સમૂહરૂપ સૂર્ય કમળોને બીડવનારી ઉજ્જ્વલ ચન્દ્રિકા જેવી;અતિ પ્રકાશમાન લજ્જાવલ્લી(લજામણી )ના વિસ્તારમાં નાનકડી કુહાડી[1] જેવી આ જઠરરૂપ કુણ્ડી પૂરાય નહિં તેવી છે અને તે આ વિડંબના કરે છે. (યાચના માટે દીનતાના દુઃખનો ભાગ અમારી પાસે ભજવાવે છે.) ૨૨

આ પેટરૂપ કુણ્ડી સિવાય બીજું કોઇ માણુસને દીન કરાવતું નથી. આ શ્લોકમાં અલંકારો રૂપક નામે છે.

ધર્માર્થી પાસે ભિક્ષા માગીને જીવવું સારું, પણ બંધુજનો પાસે માંગીને માનીઓ જીવતા નથી.

स्रग्धरा

**पुण्ये ग्रामे वने वा महति सितपटच्छन्नपालिं कपालिं**
**ह्यादाय न्यायगर्भद्विजहुतहुतभुग्धूमधूम्रोपकण्ठे ।**
**द्वारं द्वारं प्रविष्टो वरमुदरदरीपूरणाय क्षुधार्तो**
**मानी प्राणैः सनाथो न पुनरनुदिनं तुल्यकुल्येषु दीनः॥२३॥**

(ઇચ્છિત અર્થ જેનાથી જણાય છે તે, ન્યાય–વેદશાસ્ત્ર પુરાણાદિ જેમના પેટમાં છે તે) ન્યાયગર્ભ (એટલે કે સકળ વિદ્યા જન્મથી જ જાણી આવનારા) એવા બ્રાહ્મણોએ આપેલાં હવિષ(હોમ)વાળા હુતભુક્ (જે અગ્નિમાં નિત્ય હોમ અપાય છે તે અગ્નિ)ના ધૂમાડાથી કાળા થયા છે

---

[1] કુહાડીની ઉપમા આપી છે, કારણ કે લજામણી જેવા છોડને પણ ખીલતો અટકાવે છે.

પાસેના પ્રદેશો (એટલે કે છાપરાં કે દ્વાર આદિ જેના) તેવા પવિત્ર અને મોટા ગામમાં કે વનમાં, શ્વેત વસ્ત્રથી ઢાંકેલી છે કોર જેની એવાં કપાલિ( નામના ભિક્ષાપાત્ર )ને હાથમાં લેઇને, બારણે બારણે જઈને ઉદરરૂપ ખાડો પૂરવાને માટે, ક્ષુધાથી પીડાતા એક માની (ટેકીલા) માણસે પ્રાણો વડે સનાથ થવું (જીવવું) સારું છે; પણ સમાન કુળ-વાળાઓને (બંધુઓને) ત્યાં રોજ રોજ જવું (અને દીનતા બતાવવી અને જીવવું) એ સારું નથી. ૨૩

જો કોઈ કહે કે, અમને દીનતા બતાવવા સિવાય છૂટકો જ નથી, તો તેના જવાબમાં કહે છે કે,

वसन्ततिलका

गङ्गातरङ्गकणशीकरशीतलानि
विद्याधराध्युषितचारुशिलातलानि ।
स्थानानि किं हिमवतः प्रलयं गतानि
यत्सावमानपरपिण्डरता मनुष्याः ॥ २४ ॥

ગંગાના તરંગો(નાનકડાં મોજાં)નાં જળબિન્દુઓના છંટકાવથી શીતળ, વિદ્યાધરો(દેવાદિ)ના સેવવાથી સુંદર છે જેનાં શિલાતલો એવા, હિમાલયનાં સ્થાનોનો શું પ્રલય (નાશ) થયો છે, કે અપમાનપૂર્વક મળેલાં પારકાના અન્નપર મનુષ્યો પ્રીતિ રાખે છે? (અર્થાત્ અપમાન-પૂર્વક મળેલાં પારકાના અન્નપર જીવવાની જરૂર નથી. હિમાલયમાં વિદ્યાધરોના સેવેલા સ્થાનોમાં જવું વધારે સારું છે.) ૨૪

કોઈ કહેશે કે ત્યાં જવામાં પુનર્જીવનનો, પુનરુદ્ધારનો ઉપાય નથી તો તે વિતર્ક (સામો તર્ક) કરી દૂર કરે છે.

स्रग्धरा

**किं कन्दाः कन्दरेभ्यः प्रलयमुपगता निर्झरा वा गिरिभ्यः**
**प्रध्वस्ता वा तरुभ्यः सरसफलभृतो वल्कलिन्यश्च शाखाः ॥**
**वीक्ष्यन्ते यन्मुखानि प्रसभमपगतप्रश्रयाणां खलानां**
**दुःखाप्तस्वल्पवित्तस्मयपवनवशानर्तितभ्रूलतानि ॥ २५ ॥**

શું ગિરિગુફાઓ(ખીણો)માંથી (ક્ષુધા શાન્ત કરનારા) કન્દમૂળોનો નાશ થયો (ખોટ પડી) છે? કે શું ગિરિઓમાં (તૃષાની શાન્તિ કરનારા) જલપ્રવાહોનો નાશ થયો (સૂકાઇ ગયા) છે? કે શું વૃક્ષોપરથી (મધુર) રસવાળાં ફળોના ભારવાળી અને (શરીરને ઢાંકનારી) વલ્કલવાળી શાખાઓનો નાશ થયો છે (પડી ગઇ છે)? (આવા પ્રશ્નોનું કારણ શું છે તે માટે કહે છે) કે જેથી બીલકુલ વિનયશૂન્ય ખલ પુરુષોનાં મુખો, કે જેમાં અતિ દુઃખે પ્રાપ્ત કરેલા જરાતરા ધનના ગર્વ રૂપ પવનને વશ નાચી રહેલી ભ્રૂલતાઓ (ભ્રમરો) આવી રહી છે તેવા મુખો તેઓ (ભિક્ષુકો તૃષ્ણાથી) જોઇ રહ્યા છે? ૨૫

જીવનનો અન્ય ઉપાય નથી, તેથી આવા ખલ પુરુષોનાં ગમે તેવાં ધન માટે તેમનાં મોંઢાં જોઇએ છીએ એમ કહે, તેના ઉત્તરમાં પ્રથમની પ્રશ્નપરંપરા છે. હેતુ એ છે કે, ખલ પુરુષોની પાસે માંગવા ના જવું.

હવે ખલ પુરુષોનાં મુખ અજ્ઞાનીઓ જૂએ છે એથી સૂચવેલી નિન્દા પ્રકટ કરવાને, કોઇએક લાંબો કાળ ખલની સેવા કરી છતાં ફળ ના મળ્યું, તે માટે તેણે જે નિરાશાનું વચન સ્વસ્ત્રીને કહ્યું, તે અત્રે કહે છે.

शार्दूलविक्रीडित

**पुण्यैर्मूलफलैस्तथा प्रणयिनीं वृत्तिं कुरुष्वाधुना**
**भूशय्यां नवपल्लवैरकृपणैरुत्तिष्ठ यावो वनम् ।**
**क्षुद्राणामविवेकमूढमनसां यत्रेश्वराणां सदा**
**वित्तव्याधिविकारविह्वलगिरां नामापि न श्रूयते ॥२६॥**

અને હવે તો પવિત્ર[૧] એવાં કન્દ, મૂળ અને ફળોવડે (ખાઇને) સુખદાયી જીવન ગાળો; નવાં કૂમળાં કુંપલિયાંવડે ભૂમિરૂપ શય્યા બનાવો; ઉઠો (વાર ના કરો), આપણે એ વનમાં જઇએ કે જ્યાં નીચ, અજ્ઞાનથી મૂઢ થયેલા મનવાળા અને ધનરૂપ વ્યાધિના વિકારથી વિકલ ( અસ્પષ્ટ ) બનેલી વાણીવાળા મોટા લોકોનું કોઇ દિવસ નામ પણ સંભળાતું નથી.[૨] ૨૬

કહેવાનો અર્થ એ છે કે, ખલ પુરુષોની સેવા, દર્શનાદિ કરીને જીવન ગાળવું તેના કરતાં વનનાં પવિત્ર કન્દમૂળપર જીવવું બેહેતર છે.

વળી કહે છે કે, વનમાં સુખોપભોગની સામગ્રી પુષ્કળ છે, બીજું કાંઇ દુ:ખ ત્યાં નથી, માટે વનમાં જવું; પણ કંજુસાઇ કે નીચતા ન છોડનારાઓ એવા પારકા પાસે યાચના કરવાનું દુ:ખ આવે છે, તે સહન ના કરવું.

शिखरिणी

**फलं स्वेच्छालभ्यं प्रतिवनमखेदं क्षितिरुहां**
**पयः स्थाने स्थाने शिशिरमधुरं पुण्यसरिताम् ॥**
**मृदुस्पर्शा शय्या सुललितलतापल्लवमयी**
**सहन्ते संतापं तदपि धनिनां द्वारि कृपणाः ॥ २७ ॥**

દરેક વનમાં (વનવનમાં) જમીનમાંથી ઉગેલાં(વૃક્ષો)નાં ખેદ (વાવવા ઉછેરવાની મેહેનત) વિના જોઇએ ત્યારે ઇચ્છા પ્રમાણે મળે તેવાં ફળ (પેટ ભરવાને) છે; તેમ જ સ્થાને

---

૧ અપવિત્ર કન્દ, મૂળ, ફળ ખાય તો સુખદાયી જીવન ના વીતે, કારણ કે તેનો નિષેધ કરેલો છે; માટે પવિત્ર કન્દ મૂળ ખાવાનું કહ્યું છે.

૨ આ શ્લોકમાં प्रणयिनी એ વૃત્તિનું વિશેષણ છે. બીજી પ્રતમાં प्रणयिनि એમ સંબોધનવાચકવિભક્તિ છે. વસ્તુત: સ્ત્રીને સંબોધન કરવા કરતાં વૃત્તિના વિશેષણથી અર્થ વધારે સુરસ બને છે.

સ્થાને (સ્નાન કરવાને અને તૃષા મટાડવાને ગંગાગોદાવરી આદિ જેવી) પવિત્ર નદીઓનું ઠંડું અને મધુર (અથવા શીતલતાને લીધે મધુર) પાણી છે; સુંદર કુમળી લતાનાં કુંપલિયાંવાળી, સ્પર્શને કોમળ અને સુંવાળી લાગે એવી શય્યા (મળે) છે છતાં ધનવાનોનાં બારણામાં કૃપણ (ધનના લાલચુડા) સંતાપને સહન કરે છે.[1] ૨૭

તાત્પર્ય એ છે કે નિઃશ્રેયસની ઇચ્છાવાળા અમારા જેવાઓનું ધનવાન આગળ કામ શું છે? માટે આ ફલલાભ વિનાની, ઘણું અનિષ્ટ કરનારી, અત્યંત સંતાપકારી, પરમ કૃપણતાના શબ્દો જપાવનારી, આલોક અને પરલોકમાં પ્રતિષ્ઠાનો નાશ કરનારી, યાચનાજનિત દીનતાનાં પરમ નીચપણાને લીધે દૂષિત કરનારી, આ પાપીની, નઠારા રાજાઓ દ્વારા ઘણાં તોફાન કરાવનારી, દુષ્ટ દેખાવની ડાકિનીને એટલે કે ધનની લાલસાને વિવેકરૂપ ઉચ્ચાટન મન્ત્રવડે હાંકી કાહાડીને અનેક શ્રેય સાધનારી વનવાસની જીવિકાનો વિદ્વાનો આશ્રય લે છે.

---

૧ કેટલાક એમ અર્થ કરે છે કે, ધનવાનોનાં બારણાંમાં સંતાપને સહન કરે છે તેઓ ધનના લાલચુડા એટલે કૃપણ છે. મને ઉપર પ્રમાણે અર્થ કરવો ઠીક લાગે છે.

શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે;

चीराणि किं पथि न सन्ति दिशन्ति भिक्षां
नो वाङ्घ्रिपाः परभृतः सरितोऽप्यशुष्यन् ।
शुद्धा गुहाः किमु न सन्ति महानुभावा
यस्माद् भजन्ति यतयो धनदुर्मदान्धान् ॥

રસ્તામાં શું ચીંથરાં નથી, કે પારકાને પોષનારાં વૃક્ષો શું ભિક્ષા આપતાં નથી, કે વગર સૂકાએલી શું નદીઓ ભીક્ષા—પાણી આપતી નથી, કે અમને ભિક્ષા માંગવાનું બતાવો છો? શું શુદ્ધ ગુફાઓ નથી, કે મહાનુભાવ યતિઓ ધનના નકામા મદથી આંધળા બનેલાઓને ભજે છે?

હવે દુષ્ટ મોટા લોકોની કે ખલ પુરુષોની સેવા અને યાચનાની હીનતા બતાવવામાં ઉત્સુક એવા કોઈ પુરુષના વિષયોથી વિહ્વળ થયલા ચિત્તની નિંદા કરતાં અને પોતાની સિદ્ધના જેવી ભાવિશ્રેયસ્કર દશા સૂચવતાં કહે છે કે,

मन्दाक्रान्ता

**ये वर्तन्ते धनपतिपुरः प्रार्थनादुःखभाजो**
**ये चाल्पत्वं दधति विषयाक्षेपपर्याप्तबुद्धेः ॥**
**तेषामन्तःस्फुरितहसितं वासराणि स्मरेयं**
**ध्यानच्छेदे शिखरिकुहरग्रावशय्यानिषण्णाः ॥ २८ ॥**

જેઓ ધનાઢયોની આગળ પ્રાર્થના કરવાનું દુઃખ ભોગવતા ઉભા છે, અને જેઓ (ઈશ્વર તત્વનો વિચાર કરવાને બદલે) વિષયોનો સંગ્રહ કરવા પૂરતી જ બુદ્ધિવાળા હોવાને લીધે નીચપણું ધારણ કરે છે તેમના દિવસોનું, (દેવના) ધ્યાનના અંત વખતે (ધ્યાનમાંથી છૂટ્યા પછી) પર્વતની ગુફાની પથ્થરરૂપ શય્યાપર બેઠેલો (પડેલો) એવો હું, અંતરમાં (એ જૂની સ્થિતિ માટે) ઉત્પન્ન થતા હાસ્ય સહિત સ્મરણ કરું છું. ૨૮

શ્લોકના પેહેલા ચરણમાં वर्तन्ते છે તેને બદલે वर्धन्ते વાંચીએ તથા पर्याप्त ને બદલે पर्यस्त વાંચીએ તો નીચે પ્રમાણે અર્થ થાય છે અને તે સુંદર લાગે છે:

કોઇ એક પર્વતની ગુફાના પાષાણપર બેઠોબેઠો, જે દિવસો કોઈ ધનિષ્ઠની આગળ યાચના કરવાના દુઃખનો અનુભવ કરનારને લાંબા લાંબા લાગે છે અને જે દિવસો વિષયભોગોનો આકર્ષણને લીધે વ્યાકુળ થઇ છે બુદ્ધિ જેની તેવાને ટુંકા ટુંકા લાગે છે, તેવા દિવસોનું, ધ્યાનમાંથી ઉઠ્યા પછી મંદહાસ્ય સહિત સ્મરણ કરું.

ભાવાર્થ એ જ કે, તૃષ્ણાના બંધનમાંથી છૂટીને, સંસાર ત્યજીને સમાધિનું સુખ અનુભવું એવા શુભ દિવસો સત્વર આવો.

કહેવાનો હેતુ એ છે કે જેમ યાચનાના દુઃખથી સંતપ્ત અને વિષયોથી વિહ્વળ ચિત્તવાળાની દુર્દશા જોવાથી મને વૈરાગ્ય ઉપજ્યો અને ભાગ્યવશાત્ પરમેશ્વરનો મારાપર અનુગ્રહ થયો એવો જે હું તે તેના ધ્યાનમાંથી ઉઠતાં તેમની દુર્દશાનું સ્મરણ કરું છું તેમ શ્રેયસાધનાર વિવેકી પુરુષોને પણ થાઓ.

ત્યારે તૃષ્ણાનો સંપૂર્ણ ઉપસંહારનો અભાવ છે તો પછી યાચનાજનિત દીનતાનું શું કામ છે, એમ કોઇ કહે, અથવા યાચનાની દીનતા બતાવી તો તેથી શું થઇ ગયું એમ કોઇ કહે, તેના જવાબમાં કહે છે:

शार्दूलविक्रीडित

**ये संतोषनिरन्तरप्रमुदितास्तेषां न भिन्ना मुदो**
**ये त्वन्ये धनलुब्धसंकुलधियस्तेषां न तृष्णा हता ।**
**इत्थं कस्य कृते कृतः स विधिना कीदृक्पदं संपदां**
**स्वात्मन्येव समाप्तहेममहिमा मेरुर्न मे रोचते ॥ २९ ॥**

જેઓ સંતોષથી[1] નિત્ય ખૂબ આનંદમાં રહે છે તેઓના આનંદનો નાશ થતો નથી (પણ સામો વધે છે); ત્યારે ધનના લોભથી વિકળ થયેલી બુદ્ધિવાળા જે બીજાઓ છે તેઓની તૃષ્ણાનો નાશ થતો નથી. (જ્યારે આમ છે ત્યારે) રત્નાદિ સંપત્તિની આવી સ્થિતિ વિધિ(બ્રહ્મા)એ કોના માટે કરી? જેનો સુવર્ણનો મહિમા (મોટાઇ) પોતાનામાં જ સમાયલો છે એવો મેરુ (વિધિએ કોના માટે બનાવ્યો છે? જેમને નિત્ય સંતોષ છે તેમને મેરુ નકામો છે અને અર્થના લોભીઓને માટે તે પૂરતો નથી એટલે નકામો છે, માટે) મને તો ગમતો નથી. ૨૯

આમાં રહસ્ય એ છે કે સોનાનો મોટો મેરુ મળે તોપણ તૃષ્ણાની શાંતિ થતી નથી; તેથી તૃષ્ણાએ પ્રેરેલી યાચનાજનિત દીનતાનો આશ્રય ન લેતાં માણસે સંતોષી બનવું.

---

૧ દૈવકૃપાથી જે કાંઈ મળે તેમાં આનંદ માનવો તેનું નામ સંતોષ.

કોઇ પૂછે ત્યારે જીવવું કેમ ? તેના જવાબમાં કહે છે કે,

शार्दूलविक्रीडित

**भिक्षाहारमदैन्यमप्रतिसुखं भीतिच्छिदं सर्वतो**
**दुर्मात्सर्यमदाभिमानमथनं दुःखौघविध्वंसनम् ॥**
**सर्वत्रान्वहमप्रयत्नसुलभं साधुप्रियं पावनं**
**शंभोः सत्रमवार्यमक्षयनिधिं शंसन्ति योगीश्वराः ॥ ३० ॥**

યોગીશ્વરો શંભુનો સત્ર જેમાં ભિક્ષા વડે આહાર-(અન્ન) મળે છે, પણ જેમાં દીનતાનું દુઃખ નથી, (તેથી) જેમાં નિરૂપમ સુખ છે, (કારણ કે) જે સર્વ તરફથી ભયનો નાશ કરે છે; જેમાં દુષ્ટોના માત્સર્ય (પારકાના તિરસ્કારનો ભાવ), મદ (મીજાજ) અને અહંકારનો નાશ થાય છે; (અને તેથી) જે સર્વ સાંસારિક દુઃખોને નિવારે છે (અથવા જે એકવીશ પ્રકારનાં મહાદુઃખોનો નાશ કરે છે); જે સર્વત્ર દરરોજ કરી શકાય છે (અને તેથી) જે વગર પ્રયત્ને સેહેલથી કરી શકાય છે, જે સાધુજનો-(અનહંકારીઓ)ને પ્રિય છે (અને તેથી) જે પવિત્ર કરનારો છે, જે કોઇથી અટકાવી શકાય નહિં તેવો છે અને જે અક્ષય ભંડાર છે તે શંભુના સત્રને વખાણે છે.[1] ૩૦

આનો સાર એ છે કે અનેક અનર્થ પરંપરાથી ઉત્પન્ન થતા ભિક્ષાના દીનભાવને ત્યાગીને વનવાસ રૂપ સમસ્ત વિચિત્ર સદ્ગુણવાળા શંભુ-સત્રનો આશ્રય લેવો.

ઇતિ યાચનાજનિત દીનતાદૂષણ નામનું ત્રીજું દશક પૂર્ણ.

---

૧ આમાં ભિક્ષાહારનાં વખાણ નથી, કારણ કે ભિક્ષામાં દીનતા દર્શાવવાનું દુઃખ રહે છે; એમાં પારમાર્થિક દીનતા નથી. આ દુનિયામાં 'મને આપો' એમ કેહેતાં જ અથવા એટલું ય કહ્યા વિના બહુ માનપૂર્વક અન્ન મળવાનો સંભવ થોડો જ છે. જંગલમાં જે ભિક્ષા, વગર મેહેનતે વૃક્ષો અને જળાશયો આપે છે, તેમાં દીનતાનું દુઃખ નથી, કારણ કે

# ભોગોની અસ્થિરતા

## (ચતુર્થ દશક)

માળાચંદન વનિતાદિજનિત ભોગ–વિષયોની અસ્થિરતા વિષે કાંઇ કહ્યું ના હોય તો કોઇના અંતરમાં આવશે કે, યાચનાજનિત દીનતા એ કાંઇ દૂષણ નથી, એમ માની યાચનાજનિત દીનતાના દોષ જણાવ્યા પછી ભોગ–વિષયો જનિત સુખની અસ્થિરતા વિષે કહે છે:

---

**તે ઈશ્વરનાં આપેલાં મળે છે. શંભુના સત્તમાં એ જાતનો ભિક્ષાહાર છે. એ ભિક્ષાહારમાં દીનતાનું દુઃખ નથી એ જ એક અપ્રતિમ સુખ છે; એ ભિક્ષાહારમાં કોઇનો ભય નથી, સર્વ રીતે ભયનો નાશ છે; જો ભય હોય તો અપ્રતિમ સુખ રહે નહિં; એ ભિક્ષાહારમાં કોઇ દુષ્ટના તિરસ્કારજન્ય વચન સાંભળવાં પડતાં નથી, એમાં કોઇનો મદ–મીજાજ જોવો પડતો નથી. તેમ કોઇનાં અભિમાનનાં વચન સાંભળવાં પડતાં નથી, એટલે કે સર્વ જાતનાં દુઃખોનો એમાં નાશ થાય છે; એ ભિક્ષાહાર કોઈ પણ સ્થળે કરી શકાય છે, કારણ કે, લાકડાં, ચૂલા વાસણ આદિની ખટપટ કરવી પડતી નથી, અને તે દરરોજ કરી શકાય છે; વળી એમાં કાંઈ પ્રયત્ન કરવો પડતો નથી એટલે સેહેલથી કરી શકાય છે; સાધુ એટલે નિરહંકારી જનોને એ શંભુનો સત્ત પ્રિય લાગે છે; એમાં મળતો ભિક્ષાહારમાં તેઓને કાંઈ હલકું લાગતું નથી; સાધુજનોને પ્રિય લાગે છે, એટલે તે પવિત્ર કરનારો છે, પવિત્રકારી ના હોય તો સાધુઓને પ્રિય લાગે નહિ; બીજા ભિક્ષામાં મળેલાં અન્નાદિ ગમે તેવાંનાં હોય, પણ જંગલમાં શંભુના સત્તમાં મળેલાં કન્દમૂળફળાદિને માટે તેવું કાંઈ ના હોવાથી તે ઉલટું આહાર કરનારને પવિત્ર કરે છે; એ શંભુનો સત્ત નૈસર્ગિક છે; એટલે તે કોઇ માનવીથી અટકાવી શકાય તેવો નથી; અને છેવટે એ સત્તમાં ફળ, મૂળ, કંદ અખૂટ છે. અત્રે વનવાસના ભિક્ષાહારમાં અને વૈરાગ્યનાં વખાણ કરવાનો હેતુ છે. યાચનાજનિત દૈન્યનાં દુઃખનો ત્યાગ કરાવવો છે.**

શાર્દૂલવિક્રીડિત

**भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं**
**माने दैन्यभयं बले रिपुभयं रूपे जराया भयम् ।**
**शास्त्रे वादिभयं गुणे खलभयं काये कृतान्ताद्भयं**
**सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥३१॥**

(ખાનપાન, સ્ત્રી, માળા આદિ) વિષયસુખ(ના અનુભવ કરવા)માં રોગાદિ થવાનો ભય છે; કુલના વિષયમાં (આચાર કે પ્રતિષ્ઠા) ભ્રષ્ટ થવાનો (અથવા સંતાન ના થાય તો કુલનો નાશ થવાનો) ભય છે; દ્રવ્યના વિષયમાં રાજા (તરફથી લૂટાવાનો કે કરનો ભાર પડવાનો ભય છે; માન(અભિમાન)ના વિષયમાં દીનતા (દર્શાવવાના પ્રસંગ)નો ભય છે; સામર્થ્યમાં શત્રુનું (સામર્થ્ય વધે તેનો) ભય છે; સૌન્દર્યના વિષયમાં ઘડપણ(થી કુરૂપતા આવવાનો, સૌન્દર્યનો લોપ થવા)નો ભય છે; શાસ્ત્રના વિષયમાં વાદી(તકરારી તરફથી હાર પામવા)નો ભય છે;[1] સદ્‌ગુણોના વિષયમાં ખલ(લૂચ્ચા, કપટી મનુષ્યો તરફથી નિંદા, દૂષણ લાગવા)નો ભય છે; કાયા-શરીરના વિષયમાં યમ તરફથી ભય છે; આ રીતે આ જગતમાં (મનુષ્યોના ભોગની) સર્વ વસ્તુઓ ભયવાળી છે; માત્ર એક (વિષયની જેમાં તૃષ્ણા નથી એવો) વૈરાગ્ય જ ભય વિનાનો છે. ૩૧.

કહેવાનો સાર એ છે કે ભયવાળી સર્વ ચીજોનો પૂર્ણ ત્યાગ કરો અને ભયને દૂર કરનાર વૈરાગ્યનો આશ્રય લો.

હવે ભોગોની અસ્થિરતાની જ વાત બાકીના શ્લોકોમાં કહે છે:

---

૧ અથવા શાસ્ત્રીય વિષયોમાં વાદનો ભય છે એમ वादभय પાઠનો અર્થ કરવો.

शार्दूलविक्रीडित

**आक्रान्तं मरणेन जन्म[1] जरसा चात्युज्ज्वलं[2] यौवनं**
**संतोषो धनलिप्सया शमसुखं प्रौढाङ्गनाविभ्रमैः ॥**
**लोकैर्मत्सरिभिर्गुणा वनभुवो व्यालैर्नृपा दुर्जनै-**
**रस्थैर्येण विभूतयोऽप्युपहता ग्रस्तं न किं केन वा ॥ ३२ ॥**

મરણવડે જન્મ વ્યાપ્ત થયેલું છે, અત્યંત ઉજ્જવલ (ખીલેલું અથવા આનંદમય) યૌવન ઘડપણથી વ્યાપ્ત છે; (દૈવબળથી મળેલી વસ્તુથી થતો પરિતોષ એટલે) સંતોષ ગુણ ધનની લાલસાથી ગ્રસ્ત છે; (ઇન્દ્રિયોના વ્યાપારની) શાંતિવડે મળેલું સુખ અનુભવથી પાકી થયેલી વિલાસી સ્ત્રીઓના (કટાક્ષ, કેડની લચકમચક, મીઠી વાત, કોમલ કુચમર્દનાદિ) લલચાવનારા વ્યાપારોથી વ્યાપ્ત છે; સદ્ગુણો પારકાનો ઉત્કર્ષ સહન ન કરે તેવા લોકોથી દબાયા છે; (પવિત્ર) વનપ્રદેશો દુષ્ટ (વાઘ, વરુ, સર્પ, વિંછુ આદિ) પશુઓથી ભરેલા છે; રાજાઓ (શેઠીયાઓ પણ) દુષ્ટ(સલાહ આપનાર) મનુષ્યોથી વિંટાયેલા છે; આમ (સર્વ પ્રકારની) વિભૂતિઓ (સંપત્તિઓ) અસ્થિરતાથી દૂષિત થયેલી છે, તો (પ્રશ્ન છે કે કયી વસ્તુ કયા કયા ઉપદ્રવથી પકડાયેલી નથી? સર્વ વસ્તુઓ કોઈ અને કોઇથી પકડાયેલી છે.) ૩૨

---

૧ जातस्य हि ध्रुवोमृत्युर्ध्रुवं जन्म मृतस्य च ॥ अद्य वाब्दशतान्ते वा मृत्युर्वै प्राणिनां ध्रुवः ॥ જે જન્મ્યો તેનું મૃત્યુ નિશ્ચિત; જે મૃત્યુ પામ્યો તેનો પુનઃ જન્મ પણ નિશ્ચિત છે; આજે, વર્ષે કે સો વર્ષે પ્રાણી માત્રનું મરણ ચોક્કસ છે. 'ન્યુસ પ્રેસ'ની ગીતા જુઓ.

૨ विद्युच्चलं એવો પાઠ છે તે લઈએ તો યૌવન વિજળીના જેવું ક્ષણિક છે એમ અર્થ કરવો.

તાત્પર્ય એ છે કે, સર્વ વસ્તુઓમાં અસ્થિરતા હોવાથી તેમનો વિશ્વાસ ન કરવો. માત્ર એક વૈરાગ્ય અભયપદ આપનાર છે, માટે અસ્થિરતાવાળી વસ્તુઓ છોડી, વૈરાગ્યને સેવવો સારો છે.

શ્રોતાવર્ગનો વિશ્વાસ વધારે દૃઢ કરવા માટે ઉપરના જ હેતુની વાત બીજી રીતે કહે છે:

शार्दूलविक्रीडित

**आधिव्याधिशतैर्जनस्य विविधैरारोग्यमुन्मूल्यते**
**लक्ष्मीर्यत्र पतन्ति तत्र विवृतद्वारा इव व्यापदः ॥**
**जातं जातमवश्यमाशु विवशं मृत्युः करोत्यात्मसा-**
**त्तत् किं तेन निरङ्कुशेन विधिना यन्निर्मितं सुस्थिरम् ॥३३॥**

નાના પ્રકારનાં મનના અને તનના સેંકડો રોગોથી માણસનું આરોગ્ય નિર્મૂળ થાય છે; તેમ જ્યાં લક્ષ્મી (હોય છે) ત્યાં (તે પુરુષ વિષે) જાણે સર્વ દ્વારો પૂર્ણ ખુલ્લાં હોય તેમ મહા ઉપદ્રવો આવી પડે છે; વળી મૃત્યુ ફરીફરીને જન્મ પામનાર પરાધીન જીવને નિયમે કરીને ફરીફરીને ત્વરાથી પોતાને આધીન કરે છે; તો પેલા નિરંકુશ બ્રહ્માએ જે જે કાંઈ ઉત્પન્ન કર્યું તેમાં સારી રીતે સ્થિર એવી કયી વસ્તુ કરી છે? (જવાબમાં કહીશું કે કોઈ જ નહિં; માટે એ અસ્થિર પદાર્થોમાં આસક્તિ જ ન કરવી.) ૩૩

અસ્થિરતાની જ તમે તો વાતો કરો છો, આસક્તિ રાખો નહિં એમ કહો છો, ત્યારે લોકોએ કરવું શું, એવો પ્રશ્ન કોઈ કરે, તો વિષયોની અસ્થિરતાનું પ્રથમ સૂચન કરી છેવટે કર્તવ્યનો ઉપદેશ નીચેના ત્રણ શ્લોકોમાં કર્યો છે.

शार्दूलविक्रीडित

**भोगास्तुङ्गतरङ्गभङ्गतरलाः प्राणाः क्षणध्वंसिनः**
**स्तोकान्येव दिनानि यौवनसुखस्फूर्तिः प्रियासु स्थिता ।**

**तत्संसारमसारमेव निखिलं बुद्ध्वा बुधा बोधका**
**लोकानुग्रहपेशलेन मनसा यत्नः समाधीयताम् ॥ ३४ ॥**

(ખાનપાન સ્ત્રી આદિ) ભોગો ઉંચા તરંગોના ભંગના જેવા ચપળ (થોડા દિવસ રહેનારા) છે; (પંચ) પ્રાણો એક ક્ષણમાં નાશ પામે એવા છે; યૌવનમાં જે વૈષયિક સુખની સ્ફૂર્તિ પ્રિયામાં સ્થિર રહેલી લાગે છે તે થોડાક જ દિવસ (નીભે) છે (બુઢ્ઢાપામાં તે નાશ પામે છે); માટે હે વિદ્વાન બોધ કરનારાઓ, આ (ભોગાદિ રૂપ) આખો સંસાર કાંઇ પણ સાર વિનાનો છે એમ સમજીને લોકપર કુશળ મન વડે દયા કરવામાં યત્ન કરો. (બીજો અર્થ—લોકનું રક્ષણ કરવામાં પ્રેમવાળા મનવડે યત્ન કરો.[1]) ૩૪

અત્રે 'યત્ન કરો'નો અર્થ એ છે કે પરમપુરુષાર્થ સાધક બ્રહ્મધ્યાન ધરવાનો પ્રયત્ન કરો એવો છે, કારણ કે તેવો અર્થ ના કરશો તો અનર્થની પ્રાપ્તિ થશે.

વળી વધારે વિશ્વાસ ઉપજાવવાને બીજી રીતે કહે છે.

શાર્દૂલવિક્રીડિત

**भोगा मेघवितानमध्यविलसत्सौदामिनीचञ्चला**
**आयुर्वायुविघट्टिताब्जपटलीलीनाम्बुवद्भङ्गुरम् ।**
**लोला यौवनलालसास्तनुभृतामित्याकलय्य द्रुतं**
**योगे धैर्यसमाधिसिद्धसुलभे बुद्धिं विधद्ध्वं बुधाः ॥३५॥**

શરીરીઓ(મનુષ્યો)ના ભોગ—વિષયો મેઘમંડળના મધ્યમાં ચમકતી સૌદામિની(વિજળી)ના જેવા ચંચળ

---

૧ કારણ કે, **यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥** ગીતા—૩—૨૧.

મોટા લોકો જે જે કાંઈ કરે છે તે તે બીજા લોકો અનુસરે છે. તે જે વાતને પ્રમાણ તરીકે માને છે તે પ્રમાણે લોકો ચાલે છે.

(ક્ષણિક) છે; મનુષ્યનું આયુષ્ય વાયુએ હલાવેલા કમળ-પત્રના છેડા પર રહેલાં જલબિન્દુ જેવું ક્ષણભંગુર છે; તેમની યૌવનની(ખાનપાન, સ્ત્રી આદિ વિષયો ભોગવવાની)લાલસા અસ્થિર છે; એવું સઘલું વિચારીને, હે સમજુ પુરુષો, ધૈર્ય અને સમાધિ (ચિત્તની સ્થિરતા) એ બેની સિદ્ધિથી સહેજે સિદ્ધ થાય તેવા યોગ(બ્રહ્મધ્યાન)માં બુદ્ધિ(વ્યવસાયાત્મિકા–નિશ્ચયાત્મિકા બુદ્ધિ)ને સત્વર લગાડો. ૩૫

स्रग्धरा

**आयुः कल्लोललोलं कतिपयदिवसस्थायिनी यौवनश्री-**
**रर्थाः संकल्पकल्पा घनसमयतडिद्विभ्रमा भोगपूगाः ।**
**कण्ठाश्लेषोपगूढं तदपि च न चिरं यत्प्रियाभिः प्रणीतं**
**ब्रह्मण्यासक्तचित्ता भवत भवभयाम्भोधिपारं तरीतुम् ॥३६॥**

આયુષ્ય કલ્લોલ(તરંગ)ના જેવું ક્ષણભંગુર છે; યૌવન-સંપત્તિ(શોભા) થોડાક દિવસ જ સ્થાયી રહે છે; (ધન, ધાન્ય, ગામ, જમીન, પશુ આદિ વસ્તુવૈભવો) અર્થોસંકલ્પ (મનોરથ)ના જેવા ક્ષણિક છે; વિષયોની પરંપરા જાણે વર્ષા સમયની વિજળીના ચમકારા છે અને ગળે વળગીને પ્રિય સ્ત્રીઓએ કરેલું જે આલિંગન તે પણ લાંબો વખત રહેતું નથી. (માટે હે મનુષ્યો) સંસારના ભયરૂપ સાગરનો પાર તરવાને બ્રહ્મમાં પ્રેમ રાખનારા ચિત્તવાળા થાઓ. ૩૬

તાત્પર્ય એ છે કે, બ્રહ્મમાં ધ્યાન રાખવા સિવાય ભવસાગર તરવાને બીજો કોઈ ઉપાય નથી.

ફરીફરીને એક જ વાત જૂદાજૂદા ત્રણ શ્લોકોમાં કહેવાનો હેતુ તે વાતને દૃઢ કરવા માટે છે.

કોઇ પૂછશે કે, આલોકમાં ઘણાંખરાં સર્વ લોક સંસારસુખ ભોગવવામાં તત્પર જણાય છે, માટે તેનો નિષેધ કેમ કરો છો? એના જવાબમાં માણસના જન્મથી અંતસુધી જરા પણ સુખ નથી તે દર્શાવે છે.

स्रग्धरा

**कृच्छ्रेणामेध्यमध्ये नियमिततनुभिः स्थीयते गर्भवासे**
**कान्ताविश्लेषदुःखव्यतिकरविषमो यौवने चोपभोगः ।**
**वामाक्षीणामवज्ञाविहसितवसतिर्वृद्धभावोऽप्यसाधुः**
**संसारे रे मनुष्या वदत यदि सुखं स्वल्पमप्यस्ति किंचित् ३७**

અપવિત્ર વસ્તુઓ(મળમૂત્રાદિ)ની મધ્યમાં સંકુચિત ગાત્રો કરીને ગર્ભમાં જીવ ઘણાં દુઃખથી રહે છે; અને (બાહાર આવ્યા પછી)યુવાવસ્થામાં (સ્ત્રી સાથેનો)જે સંભોગ તે, કાન્તાના વિયોગથી થતા દુઃખના સ્પર્શને (સંબંધને) લીધે વિષમ (દુઃખકર) બને છે; અને વામાક્ષી(મનોહર નેત્રવાળી)ઓના તુચ્છકારવાળાં પરિહાસોનું સ્થાન જે વૃદ્ધાવસ્થા તે પણ અસાધુ છે (ઠીક નથી); માટે રે[1] મનુષ્યો, આ સંસારમાં જો સ્વલ્પ પણ સુખ કાંઇ હોય તો કહો. ૩૭

ગર્ભવાસથી આરંભી અંત સુધી દુઃખ સિવાય કાંઇ જ નથી, માટે નિત્ય અને નિરતિશય બ્રહ્માનંદની પ્રાપ્તિ કે જેથી પુનરાવૃત્તિ થતી નથી તે માટે પ્રયત્ન કરવો યોગ્ય છે, એ અર્થ સિદ્ધ કરે છે.

હવે પોતાના પતનના હેતુઓ પાસે જણાયા છતાં લોકો જાગૃત થતા નથી, એ એક મહા આશ્ચર્ય છે એમ દર્શાવવાને કહે છે:

वसन्ततिलका

**व्याघ्रीव तिष्ठति जरा परितर्जयन्ती**
**रोगाश्च शत्रव इव प्रहरन्ति देहम् ॥**
**आयुः परिस्रवति भिन्नघटादिवाम्भो**
**लोकस्तथाप्यहितमाचरतीति चित्रम् ॥ ३८ ॥**

વાઘણના જેવી, દમ ભીડાવતી વૃદ્ધાવસ્થા ઉભી (આવી) છે; અને શત્રુની માફક રોગો દેહને માર મારે ( પીડા કરે )

[1] રે અત્રે નીચતાનું સંબોધક છે.

છે; ભાંગેલા કે કાણા ઘટમાંથી જેમ પાણી ગળી જાય તેમ આયુષ્ય(પ્રતિક્ષણ)વહ્યું જાય છે; છતાં લોકો (પારકાના અથવા પોતાના) અહિતનું કામ કર્યા જાય છે, તે એક આશ્ચર્ય છે.[1] ૩૮

આ શ્લોકમાં ઉપમા અલંકાર છે.

કવિ અંતમાં કહે છે કે, જો અમારા ઉપદેશપર વિશ્વાસ હોય તો જ મનને પરબ્રહ્મમાં લગાડજો, બીજે નહિ.

शार्दूलविक्रीडित

**भोगा भङ्गुरवृत्तयो बहुविधास्तैरेव चायं भव-**
**स्तत्कस्येह कृते परिभ्रमत रे लोकाः कृतं चेष्टितैः ॥**
**आशापाशशतोपशान्तिविशदं चेतः समाधीयतां**
**कामोत्पत्तिवशात्स्वधामनि यदि श्रद्धेयमस्मद्वचः॥३९॥**

ભોગો (વિષયો) અસ્થિર (ગુણવાળા) છે, નાના પ્રકારના છે, અને તેમના વડે જ આ ભવ (જન્મમરણરૂપ સંસારચક્ર) ચાલે છે; માટે હે લોકો, આલોકમાં કોના(કયા ભોગોની પ્રાપ્તિ)માટે તમે પરિભ્રમણ કરો છો? (એટલે કે પરિભ્રમણ નકામું છે; સંચિત કર્મનાં બળથી કર્માદિ યોગ્ય ભોગો સંભવિત છે; માટે કહે છે કે, હવે ભોગોના સંચયના આ ઉદ્યોગથી) ચેષ્ટાઓથી બસ કરો (વિરામ પામો); (ત્યારે

---

१ उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥

આત્માવડે આત્માનો ઉદ્ધાર કરે; આત્માનો નાશ કરે નહિં; કારણ કે આત્મા પોતે જ આત્માનો બન્ધુ છે અને આત્મા પોતે જ આત્માનો શત્રુ છે. જુઓ "ન્યુસ પ્રેસ"ની ગીતા.

૨ कामोच्छित्तिवशे એવો પણ પાઠ છે. એનો અર્થ આ પ્રમાણે છે: કામનાઓના નાશને લીધે સ્વાધીન થયેલા સ્વધામમાં એટલે પોતાના આત્મામાં ઉપર કહેલા ચિત્તને સ્થિર કરો.

શું કરવું, તેવા પ્રશ્નના જવાબમાં કહે છે કે,) જો તમને અમારાં વચનપર વિશ્વાસ હોય તો, સેંકડો આશાતૃષ્ણારૂપ પાશો (બંધનો)ના નાશવડે નિર્મળ થયેલા ચિત્તને, કામના(વાસના)ની ઉત્પત્તિના અંકુશમાંથી ખસેડીને, (સ્વાત્મામાં પ્રેમ ઉત્પન્ન કરીને) સ્વ(પોતાના જ) આત્મારૂપ જે ધામ(સ્થાન) તેમાં સ્થિર કરો (અથવા સ્વ એટલે જીવરૂપ તેનું જે છેવટનું ધામ બ્રહ્મ તેમાં ચિત્તને સ્થિર કરો; અથવા પોતાના જ સ્વરૂપજ્યોતિમાં ચિત્તને સ્થિર કરો). ૩૯

આ શ્લોકમાં **स्वधामनि** શબ્દમાં સ્વનો અર્થ જીવ પણ છે. જીવના લય થવાનું જે સ્થાન તે પરબ્રહ્મ છે તેમાં ચિત્તને સ્થિર કરો. સ્વધામનિનો ત્રીજો અર્થ સ્વયંજ્યોતિઃરૂપ તેમાં ચિત્તને સ્થિર કરોઃ સ્વરૂપભૂત તેજમાં ચિત્તને સ્થિર કરો, ઇત્યાદિ. સ્વધામનિના આ પ્રકારે ઘણા સારાસારા અર્થો કરવામાં આવે છે, પણ વિસ્તારભયથી આપ્યા નથી. મુખ્ય મુદ્દો એ છે કે, માણસે ગુરુના ઉપદેશમાં શ્રદ્ધા, વિશ્વાસ રાખી શ્રેય સાધવું. બીજામાં પ્રેમ છોડી, ગુરુનાં જ વચનમાં વિશ્વાસ રાખી મનને બ્રહ્મમાં લગાડો. માટે ગુરુ કેવો જોઇએ તે માટે

सत्संप्रदायसंयुक्तब्रह्मविद्याविशारदः।
एवमादिगुणोपेतो देशिकोऽशेषवन्दितः

સાધુ સંપ્રદાયમાં દાખલ થયેલો, બ્રહ્મવિદ્યામાં કુશળ વગેરે ગુણોવાળો ગુરુ સંપૂર્ણ વંદવા યોગ્ય છે, એમ દેશિકાચાર્યનું વચન છે.

આવા ગુણવાળા આચાર્યના ઉપદેશમાં શ્રદ્ધા રાખ્યાથી શ્રેય–મોક્ષનો લાભ અવશ્ય થાય છે, એમ શાસ્ત્ર પણ કહે છે,

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥
मन्त्रे तीर्थे द्विजे देवे दैवज्ञे भिषजे गुरौ ।
यादृशी भावना यत्र सिद्धिर्भवति तादृशी ॥

જેની દેવમાં શ્રેષ્ઠ ભક્તિ છે તથા જેવી ભક્તિ દેવમાં છે તેવી ભક્તિ ગુરુમાં છે તે મહાત્માના કહેલા આ સર્વ અર્થો સિદ્ધ થાય છે;

ગુપ્ત મંત્રમાં, તીર્થમાં, દ્વિજમાં, દેવમાં, જોષીમાં, વૈદ્યમાં અને ગુરૂમાં જેવી ભાવના રાખો તેવી સિદ્ધિ થાય છે.

શ્રુતિ, સ્મૃતિ આદિમાં આવાં અનેક વાક્યો છે.

અંતે કહે છે કે આટલું કહ્યા છતાં જો તારી ભોગમાં જ ઇચ્છા હોય તોપણ અમે જે કહ્યું છે તેમાં જ પ્રેમ રાખ, બીજે નહિ. છેવટે અમે જે કહીએ તે જ એક શ્રેષ્ઠ વાત છે.

शार्दूलविक्रीडित

**ब्रह्मेन्द्रादिमरुद्गणांस्तृणकणान्यत्र स्थितो मन्यते**
**यत्स्वादाद्विरसा भवन्ति विभवास्त्रैलोक्यराज्यादयः ॥**
**भोगः कोऽपि स एक एव परमो नित्योदितो जृम्भते**
**भो साधो क्षणभङ्गुरे तदितरे भोगे रतिं मा कृथाः ॥**

જ્યાં (નિત્ય ભોગોનું શ્રેષ્ઠ અને અદ્વિતીય સામ્રાજ્ય સિદ્ધ છે ત્યાં) સ્થિત રહેલો પુરુષ બ્રહ્મા, ઇન્દ્ર આદિ મરુત(દેવ)ગણોને તુચ્છ ઘાસ જેવા માને છે; જેના તે (સામ્રાજ્યના) સ્વાદને લીધે ત્રણ લોકોના રાજ્યાદિરૂપ વૈભવો રસ વિનાના બની જાય છે; ત્યાં એવો (અનિર્વાચ્યપણાને લીધે) કોઇએક પરમ (સર્વોત્કૃષ્ટ), નિત્ય અભ્યુદય સંપન્ન એવો (બ્રહ્માનન્દરૂપ) અદ્વિતીય ભોગ વિદ્યમાન છે; (માટે) હે સાધો, (એમાં જ પ્રેમ રાખજો;) બીજા કોઇ ક્ષણભંગુર ભોગમાં પ્રેમ કરશો ના. ૪૦

આ શ્લોકમાં જગતના પદાર્થોની અસ્થિરતાપર ભાર મૂકી તેના પર પ્રેમ ના રાખતાં પરબ્રહ્મમાં એકધ્યાન થવાનો ઉપદેશ છે. કવિ કહે છે કે, જો ભોગ ભોગવવા હોય, જો જન્મની સાર્થકતા કરવી હોય તો ભોગવવા યોગ્ય ભોગ કયો છે તેનો વિચાર કરો. જો બ્રહ્માના લોકોનું સુખ ઇચ્છતા હો, ઇન્દ્રાદિ દેવોનું સુખ ઇચ્છતા હો, તો કહું છું કે કેટલાક લોકો તેના કરતાં પણ ઉચ્ચ સુખ માટે પ્રયાસ કરે છે. એક એવું સ્થાન છે કે જ્યાં પોંહોચ્યા પછી બ્રહ્મા, ઇન્દ્રાદિ દેવગણોનું સુખ તૃણ સમાન લાગે છે; માટે મનુષ્યનું કર્તવ્ય તે સ્થાને પોંહોચવાનો યત્ન કરવો એ

છે. વળી કહે છે કે તે મહત્ સ્થાને પોંહોચ્યા પછી ત્રણ લોકોના રાજ્યાદિ વૈભવો રસ વિનાના લાગે છે, માટે તે મહાસ્થાનનો ભોગ ઇષ્ટ છે, બીજો નહિ. તાત્પર્ય એ છે કે બ્રહ્માનંદ સ્વરૂપનો સ્વાદ લીધા પછી, બીજામાં રસ લાગે જ નહિં. કારણ કે બીજા સર્વ રસોનું મૂળ તો એ છે. માટે બ્રહ્માનન્દજ એક ભોગવવા યોગ્ય ભોગ છે, બીજા સર્વ ભોગોનો તેમાં અંતર્ભાવ છે. આ શ્રુતિવચન છે કે, एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति। બીજાં સર્વ ભૂતો આ જ આનન્દની માત્રાને જ ભોગવે છે. જો કોઇ પણ ભોગ હોય તો તે એક જ છે, સર્વોત્કૃષ્ઠ છે, નિત્ય અભ્યુદય સંપન્ન છે, એ બ્રહ્માનન્દ ભોગની નિત્ય વૃદ્ધિ જ છે. માટે હે સાધો, જો ભોગ ભોગવવાની ઇચ્છા રાખતા હો તો આ ભોગવવા યોગ્ય ભોગમાં જ પ્રીતિ કરો, બીજામાં નહિં.

વૈરાગ્ય શતકમાં ભોગોની અસ્થિરતાનું વર્ણન નામનું ચોથું દશક સંપૂર્ણ.

---

## કાલમહિમા

આ સૃષ્ટિમાં સર્વ વસ્તુ કાલના નિયમમાં છે, માટે કાલના મહીમાનું અત્રે વર્ણન કરવામાં આવે છે. પ્રારંભમાં કાલ સર્વનો નિયામક છે તે દર્શાવી કાલ પરમાત્માને નમસ્કાર કરે છે.

शार्दूलविक्रीडित

**सा रम्या नगरी महान्स नृपतिः सामन्तचक्रं च तत्**
**पार्श्वे तस्य च सा विदग्धपरिषत्ताश्चन्द्रबिम्बाननाः ॥**
**उद्वृत्तः स च राजपुत्रनिवहस्ते बन्दिनस्ताः कथाः**
**सर्वं यस्य वशादगात्स्मृतिपथं कालाय तस्मै नमः ॥४१॥**

તેની(જ) આ રમ્ય નગરી, તે(જ) આ મહાન નૃપતિ અને તે(જ) તેનું સમીપમાં (ખડું) સામન્તોનું મંડળ[1] અને

---

૧ સામન્તચક્ર અથવા સામન્તમંડળ. સામન્તના બે અર્થ થાય છે: સામન્ત એટલે સેવા કરવા આવનારા માંડલિક રાજાઓ; અથવા સહાય માંગવા માટે આવેલા પડોશના રાજાઓ. બન્ને અર્થો લેતાં રાજાની મહત્તા સૂચવાય છે.

આ તેની સમીપમાં ઉભેલી વિદ્વાનોની સભા[1] અને તેની આ ચન્દ્ર સમાન મુખવાળી સુન્દરીઓ; આ તે ઉદ્દામ બનેલો રાજકુમારોનો વર્ગ; આ તે જ બન્દીજનો, તે જ કથાઓ—આ સર્વ જેને વશ હોવાથી સ્મરણ માત્રમાં રહ્યું છે (નાશ પામ્યું છે) તે કાલને[2] હું નમન કરું છું.[3] ૪૧

કાલભગવાન કોઇક પાસા ખેલનાર જુગારી જેવો છે, અને જેમ જુગારી સોગઠાંને અંકુશમાં રાખીને ચલાવે છે તેમ કાલભગવાન સૃષ્ટિરૂપ ફલકપર સર્વ પ્રાણિઓને અંકુશમાં રાખી ચલાવે છે. કવિ કહે છે.

मन्दाकान्ता

**यत्रानेकः क्वचिदपि गृहे तत्र तिष्ठत्यथैको**
**यत्राप्येकस्तदनु बहवस्तत्र नैकोऽपि चान्ते ।**
**इत्थं नेयौ[4] रजनिदिवसौ लोलयन्द्वाविवाक्षौ**
**कालः कल्ये भुवनफलके[4] क्रीडति प्राणिशारैः ॥४२॥**

---

૧ વિદગ્ધપરિષદ્ એટલે વિદ્વાનોની સભા; અને બીજું, કર્તવ્ય અર્થમાં ચતુર પુરુષોની સભા. ૨ કાલ એ સર્વ સંહારક પરમાત્માનું જ સ્વરૂપ છે. કાલ એ જ ભગવાન છે, એમ શ્રીગીતામાં કહ્યું છે. कालः कलयतामहम् કલયતાઓમાં કાલરૂપ હું છું. કાલ એ જ ભગવાન છે, તેથી અત્રે પ્રારંભમાં તેને નમસ્કાર કરવા યોગ્ય છે. ૩ આ શ્લોક વાંચતાં પ્રશ્ન થાય છે કે, આ શ્લોક શું ભર્તૃહરિનો રચેલો હશે? જો હોય, તો ભર્તૃહરિ કયી નગરી, કયા રાજા, કયા સામન્તચક્ર, કયા ઉદ્દામ રાજપુત્રનો વર્ગ, કયી વિદ્વાનોની પરિષદને ઉદ્દેશે છે? કાલને વશ થયેલી કયી નગરીને વિષે તે सा नगरी, स महान् नृपतिः, तत् सामन्तचक्रं, सा परिषत् એમ કહે છે? રાજત્યાગ કર્યા પછી ભર્તૃહરિએ શું આ શ્લોક રચેલો કે કોઇનો પરાજય કર્યા પછી રચેલો? કલકત્તાની પ્રતમાં તો ભર્તૃહરિ જાણે પોતાના ભાઇને કાંઇ બતાવતો હોય તેમ भ्रातः कष्टमहो એવો પાઠ છે અને તે યોગ્ય નથી. ૪ તીલાંગની પ્રતમાં नेयैः ને બદલે चेमौ; અને कल्यो भुवनफलके ને બદલે काल्या सहबहुकलः એવો પાઠ છે. કાલ—સંહારક શિવ ભગવાન બહુ કળાવાળા છે, અને તે કાલી એટલે પાર્વતી સાથે રમે એવો અર્થ થાય છે. પરંતુ અત્રે ઉપર લીધેલો પાઠ વધારે સુન્દર છે.

જ્યાં ઘરમાં કોઇક વાર (બીજો અર્થ જ્યાં કોઇ એક ઘરમાં) અનેક જનો હતાં ત્યાં જ હવે એક જ જણ રહે છે; તેમ જ્યાં એક જ રહેતો હતો ત્યાં બહુ જનો (આવી) રહે છે અને છેવટે ત્યાં એક પણ નથી રહેતો; આ રીતે ભૂવનરૂપ (આ) ફલક(પાટિયાં)પર ચલાવવાને યોગ્ય જીવ-રૂપ મોહોરાં(સોગઠી)ઓ વડે, સમયકલનામાં સમર્થ એટલે કે પાસા ફૈંકવામાં ચતુર એવો કાળ, રાત્રી અને દિવસરૂપ બે પાસાઓને જાણે (હાથમાં) હલાવી હલાવી ક્રીડા કરી રહ્યો છે. ૪૨

આ શ્લોકમાં અલંકાર ઉપમા છે. સૃષ્ટિ તે બાજી; જીવ તે સોગઠી કે મોહોરાં; રાત્રિ અને દિવસ તે પાસા; ઘર તે બાજીનાં ઘર; કાલભગવાન તે પાસા ખેલનાર; જુગારી હાથમાં પાસા હલાવી હલાવીને નાંખે અને કાળ પણ તેમ જ કરે. બન્ને રમતમાં કુશળ, સમય જોઇને સોગઠી ચલાવનારા. રમતમાં કોઇકવાર ઘર ખાલી હોય તો કોઇકવાર ત્યાં એક જ સોગઠી હોય અને કોઇકવાર ત્યાં ઘણી સોગઠીઓ ભેગી થાય. એક જ ઘરમાં એક સોગઠી હોય ત્યાં અનેક આવે અને અનેક હોય ત્યાં એક જ રહે અને છેવટે એક પણ ના રહે. કોઇ રૂપક કહે તો પણ એકદેશવર્તી રૂપક ઉપમાનું અંગ છે.

આ દુનિયા નિત્યની ભાનભૂલી બની ગઈ છે તે કાલભગવાનનો આ મહિમા સમજી શકતી નથી તે માટે કહે છે:—

शार्दूलविक्रीडित

**आदित्यस्य गतागतैरहरहः संक्षीयते जीवितं**
**व्यापारैर्बहुकार्यभारगुरुभिः कालोऽपि न ज्ञायते ॥**
**दृष्ट्वा जन्मजराविपत्तिमरणं त्रासश्च नोत्पद्यते**
**पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत् ॥४३॥**

આદિત્ય(સૂર્ય)ના આવનજાવન(ઉદયાસ્તો)થી રોજ રોજ જીવન(આયુષ્ય)નો સંપૂર્ણ ક્ષય થાય છે; કારણ કે

અનેક પ્રકારનાં (દેહ, ઘર, ધંધા વગેરે નિમિત્તે કરવાના) કાર્યોના ભારથી મોટા જણાતા વ્યાપારો(ઉદ્યોગો)ને લીધે (જીવનનો ક્ષય કરનાર) કાલ (ક્યાં ગયો તે) પણ (માણસને) જણાતો નથી; અને જન્મ, જરા, વિપત્તિ અને મરણને જોવા છતાં ત્રાસ થતો નથી. (અહો!) મોહથી ભરપૂર અજ્ઞાનતાસ્વરૂપ મદિરા પીને આ જગત ઉન્મત્ત (ગાંડું) બન્યું છે. ૪૩

કાલભગવાને પ્રમાદ કરાવ્યો છે એવા આ લોકો તેનો મહિમા કેમ સમજી શકે? નહિ જ સમજી શકે.

આ જ અર્થ બીજી રીતે કહે છે:–

**रात्रिः सैव पुनः स एव दिवसो मत्वा मुधा[1] जन्तवो**
**धावन्त्युद्यमिनस्तथैव निभृतप्रारब्धतत्तत्क्रियाः ॥**
**व्यापारैः पुनरुक्तभूतविषयैरित्थंविधेनामुना**
**संसारेण कदर्थिता वयमहो मोहान्न लज्जामहे ॥ ४४ ॥**

(આજની ચાલુ) રાત્રિ તે વળી તેની તે જ (ગઇ રાત્રિના જેવી જ) છે (અથવા બીજો અર્થ: આજની રાત્રિ પણ વીતી ગયા બરાબર છે); (આજનો) દિવસ પણ તેનો તે જ (ગયા દિવસના જેવો જ) છે; (અથવા બીજો અર્થ: આજનો દિવસ પણ વીતી ગયા જેવો જ છે); (સારાંશ કે ગયા દિવસરાત્રિ વર્તમાન દિવસરાત્રિ અને ભાવિ દિવસરાત્રિ સર્વ એકસરખાં આવે છે અને જાય છે) તેમ સમજવા છતાં (જુદાજુદા અર્થસાધનમાં પડેલા)ઉદ્યોગી જીવો જેઓએ (અસ્થિર અર્થોની સાધક) તે તે ક્રિયાઓનો ગુપ્ત

---

૧ તીલાંગની પ્રતમાં मत्वा मुधा ને બદલે मत्वाऽबुधा પાઠ છે. પણ તે યોગ્ય નથી; કારણ કે અજ્ઞાની મનુષ્યો જ એકની એક ક્રિયાઓ ફરીફરીને કરે છે એવું નથી, સર્વે કરે છે. ત્રીજા ચરણમાં पुनरुक्तभूत ને બદલે पुनरुक्तभुक्त પાઠ છે, પણ તે સારો નથી.

રીતે(અજાણતાં) આરંભ કર્યો છે તેઓ,(ખાવું, પીવું વગેરે) પૂર્વે અનુભવ કરેલા વિષયોના જેવા વિષયોવાળા વ્યાપાર (ક્રિયાઓ) કરતાં કરતાં ફોકટમાં તેની તે જ રીતિએ દોડ્યા જાય છે. પણ આ પ્રકારે આ (પરિવર્તનશીલ) સંસારથી તિરસ્કાર પામેલા (હારેલા) એવા અમે, અહોહો, મોહ (અજ્ઞાન)ને લીધે (જરા પણ) શરમાતા નથી. ૪૪

આ શ્લોકનો બીજો અર્થ આ પ્રમાણે પણ કરી શકાય છે:—

તેની તેજ રાત્રિ ફરીથી, તેનો તે જ દિવસ ફરીથી આવ્યો અને ગયો એમ માનવા છતાં (જુદા જુદા અર્થ-સાધનમાં પડેલા)ઉદ્યોગી જીવો જેઓએ(અસ્થિર અર્થોની સાધક) જુદી જુદી ક્રિયાઓને પોતે કે બીજા કોઇ ન જાણે તેમ આરંભ કરી દીધો છે તેઓ ફોકટમાં તેની તેજ રીતિએ દોડયા જાય છે; પણ પૂર્વે અનુભવ કરેલા વિષયોના જેવા વિષયો જેમાં છે એવા(ખાવું પીવું આદિ વ્યાપારો(ક્રિયાઓ) થી તથા આ પ્રકારના પરિવર્તનશીલ)આ સંસારથી (અથવા નિર્વેદન હેતુભૂત આ સંસારથી) દુઃખી થયેલા એવા અમે, અહોહો, મોહને લીધે જરા પણ શરમાતા નથી.

આ શ્લોકમાં આ જીવનમાં માણસને ખાવાપીવા, ફરવાઓઢવા આદિ કરતાં કાંઇક વિશેષ વિચાર કરવાનું છે તે કેહેવાનો હેતુ છે. એ જ રાત્રિ અને એ જ દિવસ, વર્તમાનમાં અને ભૂતમાં કાંઇ ભેદ નથી. વર્તમાન ગયા જેવું જ છે, અને ભાવિ પણ તેવું જ છે. ખાવાપીવા આદિના વિષયોની ક્રિયાઓ પણ પુનરુક્તિના જ વિષયો છે, અને તેની તે જ ક્રિયાઓ કરતાં કરતાં એટલે કે ખાવાપીવામાં જીવન પૂરું થાય છે, અને તે છતાં જેઓ ઉદ્યોગી કહેવાય છે તેઓ તેના તે જ રસ્તે જાય છે; ગુપ્ત રીતે એટલે કે પોતાની કે અન્યની જાણ વિના હર્ષથી તેની તે જ ક્રિયાઓનો આરંભ કર્યા જાય છે. અર્થાત્ લોકો તત્ત્વ સમજતા નથી, અને આ પ્રકારના સંસારના વ્યવહારથી કાલ ભગવાનના તિરસ્કારને પાત્ર બનેલા

છે. લોકો તેની તે જ ક્રિયાઓ કરવામાં કર્તવ્ય માને છે,અને ઉપર પ્રમાણે પરિણામ જુએ છે છતાં શરમાતા નથી. એટલે કે લોકોએ કાંઇક વિશેષ શોધવાનું કર્તવ્ય—ધર્મ છે તે સમજતા નથી.

આલોકમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પ્રકારના પુરુષાર્થ સંપાદન કરવાને માટે પરમેશ્વરપદનું ધ્યાન, યજ્ઞાદિ કર્મ, શાસ્ત્રોનું અધ્યયન, યશ અને ધનનું કમાવું, ગુરુની શુશ્રૂષા, સ્ત્રીનુ આલિંગન વગેરે સાધનભૂત છે અને તેથી તે યથાયોગ્ય સર્વ પુરુષોએ કરવા યોગ્ય છે, પરંતુ તે સર્વેમાં કોઇપણ અમારાથી તો કરી શકાયું નથી એટલે અમારો જન્મ તો નિરર્થક જ ગયો છે એવી વારંવાર શોચના કરનારો આ પ્રમાણે કહે છેઃ

**न ध्यातं पदमीश्वरस्य विधिवत्संसारविच्छित्तये**
**स्वर्गद्वारकवाटपाटनपटुर्धर्मोऽपि नोपार्जितः ॥**
**नारीपीनपयोधरोरुयुगुलं स्वप्नेऽपि नालिङ्गितं**
**मातुः केवलमेव यौवनवनच्छेदे कुठारा वयम् ॥ ४५ ॥**

સંસારરૂપ ધનનો નાશ કરવાને(એટલે કે મોક્ષ મેળવવાને) વિધિ પ્રમાણે (શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે) ઇશ્વરના ચરણનું ધ્યાન ધર્યું નથી (ઇશ્વરનાં ચરણને એકાગ્ર ચિત્તથી ધ્યાનનો વિષય બનાવ્યાં નથી); સ્વર્ગનાં દ્વાર ઉઘડાવવામાં સમર્થ એવો ધર્મ પણ મેળવ્યો નથી (કર્યો નથી); કોઇએક સ્ત્રીનાં સખ્ત ભારે પયોધરોને અને જઘનોને આલિંગન સ્વપ્નાંમાં પણ કર્યું નથી; એટલે અમે તો કેવળ જ માતાનાં યૌવનરૂપ વનનો નાશ કરનારા કુહાડારૂપ છીએ. ૪૫

આ દુનિયામાં મનુષ્યે ચાર પ્રકારનો પુરુષાર્થ સાધવાનો છેઃ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ સર્વ કહે છે. એમ કહે છે કે ઈશ્વરનાં ચરણકમળનું ધ્યાન ધર્યાથી, યજ્ઞાદિ કર્યાથી, શાસ્ત્રોનાં અધ્યયનથી, યશરૂપ ધનની કમાણીથી, ગુરુજનોની પૂજાથી, સ્ત્રીનાં આલિંગનથી એ સર્વ પુરુષાર્થો સાધી શકાય છે, અને તે સર્વે લોકોએ યથાયોગ્ય કરવા યોગ્ય છે. એ પુરુષાર્થો સાધવામાં મુશ્કેલી નથી. આના જવાબમાં આ

શ્લોક છે. જવાબદાતા કહે છે કે, હા, આ કરી શકાય તેવાં છે, પણ અમે કર્યાં નથી. સંસારરૂપ વિપત્તિમાંથી છૂટવાને માટે સર્વોત્તમ વસ્તુ તો ઈશ્વરનાં ચરણકમળનું ધ્યાન છે, અને તે ધ્યાન વિધિસર કરવું જોઇએ; શાસ્ત્રપુરાણોમાં કહ્યું છે કે शंभुपादाम्बुजध्यानं साक्षान्मोक्षैकसाधनम्। મોક્ષરૂપ પુરુષાર્થ શંભુપદનાં ધ્યાનથી સાધ્ય છે, છતાં તે અમારાથી થયું નથી. સૂત્રકાર મહર્ષિ વ્યાસ अथातो धर्मजिज्ञासा. 'હવે ધર્મજિજ્ઞાસા કરવી, એમ ધર્મસૂત્રોનો આરંભ કરીને પોતાનો મત જણાવે છે કે ધર્મ સ્વતઃસિદ્ધ પુરુષાર્થ છે અને તેથી મોક્ષ થાય, પણ તેવી જિજ્ઞાસા પણ થઇ નથી. ધર્મરૂપ પુરુષાર્થ ન મળ્યો તો રહ્યો; તેનાથી ઉતરતા સુખ આપનાર સ્વર્ગાદિ છે તેને માટે કરવાનાં કર્મો છે; તે કર્મોના જોરથી સ્વર્ગાદિના દ્વાર ઉઘડે છે. ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत, धर्मात्सुखं च, ज्ञानान्मोक्षमवाप्नुयात् એવાં શ્રુતિસ્મૃતિઓનાં વચનો છે. પણ ઉત્તરદાતા કહે છે કે અમે તેટલી પણ ધર્માર્થિકર્મની કમાણી કરી નથી. મોક્ષપ્રાપ્તિ માટે ઉંચામાં ઉંચું કામ ઈશ્વરનાં ચરણકમળનું ધ્યાન ધરવું તે નહિં કર્યું, તેથી ઉતરતું સ્વર્ગસુખપ્રાપ્તિ માટે યજ્ઞાદિ કર્મો કરવાં જોઇએ તે પણ ન કર્યાં. ધર્મ અને અર્થ બેમાંથી એક પણ સિદ્ધ નથી થયાં. કોઇ કહેશે કે મોક્ષ મેળવવા માટે પ્રથમના ચરણમાં ઈશ્વરના ચરણકમળનું ધ્યાન ધરવાનું કહ્યું અને ફરીથી જ્યોતિષ્ટોમાદિથી સ્વર્ગ મેળવવાનું કહો છો તે પુનરુક્તિનો દોષ થાય છે. પરંતુ તેમ નથી. દ્વારનાં ઉંબરામાં મુકેલો દીવો બાહાર અને અંદર બે બાજુએ પ્રકાશ કરે છે તે ન્યાયે જ્યોતિષ્ટોમનું ફળ સ્વર્ગ પ્રાપ્તિ છે તેની ઇચ્છા ના હોય અને છતાં વેદવિહિત હોવાથી નિષ્કામ બુદ્ધિથી જો એ યાગ કર્યો હોય તો મોક્ષ મળે છે, એ કાંઈ નિરર્થક થતો નથી. એટલો ધર્મમાં અતિશય છે. પણ તેટલુંય નિષ્કામપણે થયું નહિં. ત્યારે ત્રીજા પુરુષાર્થ કામનું આલોકમાં સેવન કરવાનું રહ્યું. એ એક પુરુષાર્થ તો કરી શકાય તેવો છે. કહ્યું છે કે,

संसारे पटलान्ततोयतरले सारं यदेकं परं
यस्यायं च समग्र एष विषयग्रामप्रपन्नो जनः ॥
तत्सौख्यं परतत्त्ववेदनमहानन्दोपमं मन्दधीः
को वा निन्दति सूक्ष्ममन्मथकलावैचित्र्यमूढो जनः ॥

આ સંસાર વસ્ત્રમાંથી સરી જતાં જલના જેવો ચંચળ છે, તેમાં જે એક પરમ સાર છે અને જેને લીધે વિષય સમુદાયમાં સર્વ લોકો ફસાયેલા છે તેથી મળતાં સુખ જેને પરબ્રહ્મનાં જ્ઞાનથી થતા મહા આનન્દની ઉપમા મળી છે તેની, સૂક્ષ્મ મન્મથની કલાનાં વૈચિત્ર્યથી મોહ પામેલો મન્દ બુદ્ધિવાળો કોણ નિન્દા કરે છે? અર્થાત્ કે કામની કોઇ નિન્દા કરતું નથી. તો તેવા કામરૂપ પુરુષાર્થને કેમ સાધતા નથી? કામરૂપ પુરુષાર્થ માટે શાસ્ત્રે સુંદર અઙ્ગનાના કુચકુમ્ભનું ગાઢ આલિંગન, અધર અને કપોલ(ગાલ)નાં ચુમ્બન વગેરે માન્ય કરેલાં છે તે કેમ કર્યાં નહિ? મૂળ શ્લોકમાં पीनपयोधरोरुयुगलं છે. એના બે અર્થ થાય છે: ગાઢ ભરેલાં બે પયોધરની વચ્ચેનો વિસ્તાર, ત્યાં જોરથી ભેટવું; બીજો અર્થ ભરેલાં બે પયોધર અને ભરેલી બે જઘનો એ બેને જોરથી ભેટવું વા દાબવું. पीनौ पयोधरौ तयोः उरु यद्युगलम् એ પહેલાં અર્થ માટે; पयोधरयोरूर्वोश्च युगलम् એ બીજો અર્થ કરવા માટે પદચ્છેદ છે. આ આલિંગન સાધ્ય છે, તે કર્યાં છે કે નહિ એ પ્રશ્ન છે. વાત્સ્યાયન કહે છે કે, बाह्यमाभ्यन्तरं चेति द्विविधं रतमुच्यते। तत्राद्यं चुम्बनालिङ्गननखक्षतादिकं। द्वितीयं सुरतं साक्षान्नानाकरणकल्पितम्। રત બે પ્રકારનાં છે: બાહ્ય અને આભ્યન્તર. બાહ્ય રતમાં આલિંગન, ચુમ્બન, નખ, દન્તક્ષતાદિ છે. બીજા આન્તર રતમાં ભિન્નભિન્ન પ્રકારોના આસનોનું અવલંબન કરીને કરેલો સાક્ષાત સંભોગ. ઉત્તરદાતા અત્રે કહે છે કે આલોકમાં આ પ્રકારનો જે કામરૂપ પુરુષાર્થ કહેવાય છે તે જાગતાં તો શું પણ સ્વપ્નાંમાં પણ કર્યો નથી. ત્યારે એમ જ કહોને કે, માતાના યૌવનવનનો નાશ કરનારા કુહાડા જેવા જન્મ્યા છો. જવાબ હકારમાં છે. ઉત્તરોત્તર હીન પુરુષાર્થ પણ કરી ન શકયા! કોઇપણ પુરુષાર્થ ન કરી શકવા માટે પોતાની જ નિંદા છે.

જે ભર્તૃહરીને સ્ત્રીએ કરેલા વિશ્વાસઘાતને લીધે વૈરાગ્ય થયો હતો, જે સોળમાં શ્લોકમાં स्तनौमांसग्रन्थी ઇત્યાદિ કહે છે તે આલોકમાં ત્રીજો કામરૂપ પુરુષાર્થ પણ ન સાધવા માટે नारीपीनपयोधरोरुयुगलं स्वप्नेऽपि नालिङ्गितम् કહેનારને માતાના યૌવનવનનો નાશ કરનાર કુહાડારૂપ કહે છે. મને લાગે છે કે, એના શ્લોકોમાં મનુષ્યપ્રકૃતિનું બારીક અવલોકન છે અને તે રીત્યા ઈશ્વરનું દર્શન વિશેષ છે. એ સ્ત્રીનો નિંદક ન હતો એ નિશ્ચિત છે.

शार्दूलविक्रीडित

**नाभ्यस्ता प्रतिवादिवृन्ददमनी विद्या विनीतोचिता**
**खड्गाग्रैः करिकुम्भपीठदलनैर्नाकं न नीतं यशः ॥**
**कान्ताकोमलपल्लवाधररसः पीतो न चन्द्रोदये**
**तारुण्यं गतमेव निष्फलमहो शून्यालये दीपवत् ॥४६॥**

પ્રતિવાદીઓના સમુદાયોને દમનારી તથા વિનીતોને ઉચિત એવી વિદ્યાનો અભ્યાસ કર્યો નહિં; હાથીઓનાં કુમ્ભરૂપ પીઠોનો નાશ કરનારી તલવારોની ધારો વડે પોતાનો યશ સ્વર્ગ સૂધી પોહોંચાડ્યો નહિ; અને ચન્દ્રનો ઉદય થાય તે વેળા (ચાંદનીમાં) કાન્તાના કોમળ અધર-રૂપ પલ્લવોનો રસ પીધો નહિં (અધરો ચૂસ્યા નહિં, અધરોનું ચુમ્બન કર્યું નાહ). અહોહો, શૂન્ય મંદીરમાં જેમ દીપક નિષ્ફળ જાય છે તેમ (જીવનમાં) આ તારુણ્ય નિષ્ફળ ગયા જેવું છે. ૪૬

આ શ્લોકમાં પણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચાર પુરુષાર્થને સાધવાની વાત નજરમાં રાખી છે. પેહેલી વસ્તુ ઉત્તમમાં ઉત્તમ વિદ્યા પ્રાપ્ત કરવાની છે. એ વિદ્યા કેવી જોઇએ? પ્રતિવાદીઓનાં વૃન્દો-(સમૂહ)ને શિક્ષા કરનારી અથવા પરાજિત કરનારી વિદ્યા અથવા તો પ્રતિવાદીઓનાં વૃન્દોને દમનારી કે પીડનારી વિદ્યા જોઇએ; પ્રતિવાદી-ઓના પાણ્ડિત્યના ગર્વને તોડવામાં સમર્થ એવી વિદ્યા જોઇએ અને તે સંપ્રદાયશુદ્ધ સદ્ગુરુ પાસેથી મેળવેલી હોવી જોઇએ. એ વિદ્યાને પ્રતિ-વાદીવૃન્દદમની વિદ્યા કહી છે. વળી એ વિદ્યા વિનીત એટલે સાધુ પુરુષોને યોગ્ય હોવી જોઇએ અથવા વિનયવિધિના જાણકારને યોગ્ય હોવી જોઇએ. એ વિદ્યાને વિનીતોચિતા વિદ્યા કહી છે. સાધુ પુરુષોને ઉચિત વિદ્યા તે વેદશાસ્ત્રપુરાણાદિરૂપ હોવી જોઇએ. બીજું, વિદ્યા એટલે માત્ર ભણ્યા ત્યાંથી જ અટકે તેવી નહિં, પણ ગણી શકીએ; અધ્યયન કર્યા પછી તેનું પરિશીલન, પાલન પણ હોવું જોઇએ, તેની એકસરખી આવૃત્તિ થયેલી હોવી જોઇએ. પાલન કે પરિશીલન વિદ્યાનું

ના હોય તો, જે કાંઈ શીખ્યા તેના અર્થનાં જ્ઞાનનો અંત પામ્યા ના હોઇએ તો એ વિદ્યા ફળ વિનાની ગણાય. જો યથાર્થ પરિશીલન ના હોય તો પ્રત્યુત્તરનો અવકાશ રહે છે. એટલે કે વિદ્યા તો એવી મેળવવી કે જેમાં કોઈ પ્રત્યુત્તર ના આપે. विद्या नाम नरस्य रूपमधिकं એમાં પણ આજ પ્રકારની વિદ્યા માનેલી છે, અને તે વિદ્યા પુરુષનો શૃંગાર છે. એ મોક્ષદાયિની વિદ્યા જો ના મળી તો ઉત્તમોત્તમ ધર્માર્થ ના થયો. ત્યારે વિદ્યાથી ઉતરતો યશરૂપ અર્થ, તે પ્રાપ્ત કર્યો કે નહિ? બ્રાહ્મણને માટે યજ્ઞાદિ કર્મોથી સ્વર્ગમાં દ્વાર ઉઘાડવાનાં કહ્યાં છે. ક્ષત્રિયોને માટે તો વીરતા જોઇએ. એ વીરતા તે હાથીઓનાં કુમ્ભસ્થળરૂપ પીઠોનો નાશ કરવો અથવા ખુદ કુમ્ભપીઠોનો નાશ કરવો અને તેની કીર્તિથી સ્વર્ગનાં દ્વાર ઉઘાડવાં. આલોકમાં ઉંચાં મેહેલાદિ સ્થાનો મેળવવાં યોગ્ય છે તે વેણુદંડાગ્ર વડે મેળવાય છે તેમ કીર્તિ ખડ્ગની ધારથી મેળ-વવી અને તેને સ્વર્ગમાં પોંચાડવી, એ કર્તવ્ય છે. कीर्तिं स्वर्गफलं प्राहु-रासंसारं विपश्चितः। જો જગતમાં કીર્તિ જે પોતાની મેળે મેળવી શકાય તે ના મળી અને તે સ્વર્ગ સુધી ના પહોંચાડી તો किं जन्म कीर्तिं विना જન્મ શા કામનો? મોક્ષદાયી બ્રહ્મજ્ઞાન મળ્યું નહિ, સ્વર્ગમાં જનારી કીર્તિ મળી નહિ તો પૂછે છે કે, આલોકમાં પૂર્ણિમાના ચન્દ્રો-દયમાં—ચાંદનીમાં કાન્તા—પ્રિયતમાના કોમલ પલ્લવાધરોનું રસપાન કર્યું, કે તે પણ નથી કર્યું? ચન્દ્રોદય વેળાએ જ કાન્તાના કોમળ અધરપલ્લવનો રસપાન કરવાનું કાંઇ કારણ? કાન્તાનો અધર રાતો અને વળી કોમળ હોય તેના રસનું પાન તે અમૃતરસનું પાન ગણાય છે. કોમળ રાતો અધર બાળા કે યુવતીનો હોય, પાકટ વયની સ્ત્રીનો નહિં. વળી તેનું પાન ચન્દ્રોદય વેળાએ કરવામાં હેતુ એ છે કે, શૃંગાર-રસમાં ચન્દ્રનું નિમિત્ત કારણપણું છે અને તે કામને ઉદ્દીપન કરે છે માટે, તે જો કે શીત છે છતાં ઉદ્દીપક હોવાથી તેના પ્રકાશમાં કોમળ અધરપલ્લવનું પાન કરવાનું પૂછે છે. શૃંગારતિલકમાં કહ્યુ છે કે મલયા-નિલ ચન્દ્રાદિને ઉદ્દીપક કહ્યા છે. જો આ તૃતીય પુરુષાર્થ પણ ના મળ્યો તો પછી તમારી જુવાની સર્વ રીતે નકામી ગઈ જાણવી. તે કોના જેવી નકામી જાણવી તેના જવાબમાં કહે છે કે, એક મહાલયમાં દીવો મૂકયો, પણ મહાલયમાં વસ્તી જ ન હોય તેના જેવી. દેહરૂપ મહા-

લય અને તેમાં પ્રાણરૂપ દીવો, પણ તે દીવો વિદ્યાભ્યાસ અથવા ધર્મ-યુદ્ધમાં રોકાયા વિના અથવા જુવાનીમાં કાન્તાનાં અધર પલ્લવોના પાન વિના શા કામનો?

આ શ્લોકમાં તદ્ધિત ઉપમા અલંકાર છે.

शार्दूलविक्रडित

**विद्या नाधिगता कलङ्करहिता वित्तं च नोपार्जितं**
**शुश्रूषापि समाहितेन मनसा पित्रोर्न संपादिता ॥**
**आलोलायतलोचनाः प्रियतमाः स्वप्नेऽपि नालिङ्गिताः**
**कालोऽयं परपिण्डलोलुपतया काकैरिव प्रेर्यते ॥४७॥**

કલંક વિનાની (સંપૂર્ણ, સપ્રમાણ) વિદ્યાનો અભ્યાસ કર્યો નહિં; અને ધન કાંઈ મેળવ્યું નહિં; એકચિત્તથી માબાપની સેવા કરવાનું પણ મેળવ્યું નહિં; ચંચલ અને મોટાં લોચન જેમનાં છે એવી પ્રિયતમાઓને સ્વપ્નામાં પણ આલિંગન કર્યું નહિં; કાગડાઓની પેઠે પારકાનાં અન્નની લાલસામાં અમારા જેવાઓનો આ કાલ (સમય, જીવન) વહી જાય છે. ૪૭.

આ શ્લોકમાં જે વિદ્યા વિષે સૂચન કર્યું છે તે આગલા શ્લોકમાં કહેલી ધર્મશાસ્ત્રાદિના અભ્યાસ અને સેવનપૂર્વકની વિદ્યાને ઉદ્દેશીને કહ્યું છે. જે ધનની પ્રાપ્તિ માટે કહ્યું છે તે ધન દાનપુણ્ય અને ભોગયોગ્ય ધનને માટે છે. ધર્મપૂર્વક ધન મેળવ્યું ના હોય તેમ ધર્મપૂર્વક મેળવ્યા પછી વાપર્યું ના હોય તે ધન નિરર્થક છે. એવું ધર્મપૂર્વક મેળવેલું અને ધર્મ-પૂર્વક વાપરવાનું ધન જેની પાસે હોય તે પુરુષ

यस्यास्ति वित्तं स नरः कुलीनः । स पण्डितः स श्रुतवान् गुणज्ञः ॥
स एव वक्ता स च दर्शनीयः । सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ॥

કુલીન કહેવાય છે, તે પંડિત છે, તે શ્રુતવાન, તે ગુણોનો જાણકાર છે; તે જ વક્તા અને તે જ સ્વરૂપવાનમાં ખપે છે. સર્વે ગુણો આવા ઉચ્ચ પ્રકારના ધનના આશ્રયે રહે છે.

વળી કહ્યું છે કે, धनमर्जय काकुत्स्थ धनमूलमिदं जगत् ।
अन्तरं नाभिजानामि निर्धनस्य मृतस्य च ॥

હે કાકુત્સ્થ, આ જગત ધર્મપૂર્વક ત્યાગભોગવાળા ધનને લીધે ચાલે છે, માટે તું તેવું ધન મેળવ; નિર્ધન અને મૃત્યુ વચ્ચે મને કોઇ અંતર જણાતું નથી.

આ સર્વ વચનો સૂચવે છે કે ધર્મપૂર્વક ત્યાગદાન પુણ્ય અને ભોગ ભોગવી શકાય એવું ધન ઘણાં ફલોને આપે છે, માટે તેને માટે મથન કરવું ઇષ્ટ છે. એવું ધન જો ના મળે તો જીવિત વૃથા છે. હવે કોઇ શંકા કરશે કે, अर्थानामर्जने दुःखमर्जितानां च रक्षणे ।
रक्षितानां व्यये दुःखं धिगर्था दुःखभाजने ॥

જે ધનની કમાણી કરવામાં દુઃખ થાય અને મેળવ્યા પછી તેનું રક્ષણ કરવામાં દુઃખ થાય; જેનું રક્ષણ કર્યા પછી તેનો ખર્ચ કરવામાં દુઃખ થાય, એવા દુઃખ કરનારા અર્થોને ધિક્કાર હજો.

આ પ્રમાણે વચન છે, તોપછી ધન ન મેળવ્યું તેનો શોક શા માટે? આ શંકાનો પરિહાર એ છે કે, અધર્મથી ધન કમાયું હોય તો આ દુઃખ છે, ધર્મપૂર્વક મેળવેલાં ધનમાં દુઃખ નથી; એ ધન તો આલોક અને પરલોક બન્નેમાં સારું જ ફળ આપે છે, માટે એ ધનપ્રાપ્તિ માટેના પુરુષાર્થમાં દોષ નથી. જે જે ભાવનાઓ નહિં ઇચ્છવા જોગ છે તે તે નિર્મૂળ કરવા માટે તેની તેની વિરોધી ભાવનાઓનું ચિંતવન અને સેવન કરવું એ એક ઉપાય છે. ગૃહસ્થાશ્રમમાં ધનની આવશ્યકતા છે, માટે તે આશ્રમને ઉદ્દેશીને આ શ્લોકનું કથન છે. વાનપ્રસ્થ અને સંન્યાસ આશ્રમમાં ધનની આવશ્યકતા નથી, માટે જો તેની લાલસા મનમાં રહી ગઈ હોય તો તે શિથિલ કરવાના ઉપાય તરીકે अर्थानामर्जने ઇત્યાદિ કહ્યું છે. અર્થ પુરુષાર્થ સંબંધી શ્લોકો જુદા જુદા આશ્રમને ઉદ્દેશીને કહેલા છે માટે પરસ્પર વિરોધ માનવાનો નથી.

હવે માતાપિતાની સેવાથી સ્વર્ગ મળે છે, માતાપિતાના ઋણમાંથી છૂટાય છે. વિદ્યાથી એટલે બ્રહ્મજ્ઞાનથી મોક્ષ મળે; ધર્મપૂર્વક મેળવેલાં ધનથી દાનપુણ્યાદિ ભોગ ભોગવીને સ્વર્ગમાં જવાય; તેમ માતાપિતા અને ગુરુઓની સેવા પણ સ્વર્ગ આપે છે. માટે ઉત્તરોત્તર હીન

વસ્તુઓ ત્રીજી માતાપિતાની સેવા એકચિત્તે, પ્રસન્ન મનથી, શુદ્ધ અંતઃકરણથી કરવી. કહ્યું છે કે,

मातापितृसमं दैवं सर्वेषां न हि विद्यते ।
तस्मात्समर्चयेन्नित्यं पितरौ देवरूपिणौ ॥

સર્વ દૈવતમાં માતાપિતા સમાન બીજું કોઈ દૈવત છે નહિં; માટે દેવરૂપ પરમેશ્વરરૂપ માતાપિતાની નિત્ય સેવા કરવી. અર્થાત્ પરમેશ્વરની આરાધના ઘણું ફળ આપે છે તેમ માતાપિતાની આરાધના પણ બહુ ફળ આપે છે તે જાણીને પણ અમે તે સેવા ના કરી અને તેથી તે સેવાનું ફળ ના મળ્યું, તે માટે શોક કરવો યોગ્ય છે.

હવે વિદ્યાથી બ્રહ્માનંદનું, ધનના દાનપુણ્યથી અને માતાપિતાની સેવાથી સ્વર્ગનું સુખ મળે છે, પણ તે માટે એમાંથી કોઇ પુરુષાર્થ ના કર્યો, એમ કહો છો તો ઠીક; ધર્મરૂપ અને અર્થરૂપ પુરુષાર્થો ના મળ્યા તો રહ્યું, પણ ત્રીજો કામરૂપ પુરુષાર્થ મેળવ્યો કે નહિં, તે જણાવો. આલિંગન સુખ મેળવ્યું કે નહિં તે કહો. ચંચળ અને કાન સુધી જેની અણીઓ પોંહોચે તેવાં મોટાં નેત્રવાળી સ્ત્રીઓ જગતને મોહ પમાડે છે, તેઓ વિલાસવતી હોય છે, માટે તેમનો નિર્દેશ અત્રે કર્યો છે. વળી અત્રે જે પ્રિયતમા કહી છે તે ચિત્તને અત્યન્ત વિનોદ કરાવે છે, સમાન સ્નેહવાળી હોય છે, તરુણી છે, સંભોગને યોગ્ય છે. જો તેમ ના માનીએ તો આલિંગન(સંભોગ)માં રસાભાસ થાય. માટે તેવી પ્રિયતમાને સાક્ષાત આલિંગન કરી કામરૂપ પુરુષાર્થ સાધવાનું પૂછીએ છીએ. પણ તમો કહો છો કે,સ્વપ્નમાં પણ તેવી સ્ત્રીનું આલિંગન નથી કર્યું તો સાક્ષાતની વાત શી? ત્યારે તમારે શોક કરવો યોગ્ય છે.

કોઇ કહેશે કે, કામરૂપ પુરૂષાર્થ સાધવાને આલિંગન, ચુમ્બન, નખક્ષત, દન્તાદિ આવશ્યક છે તે ઠીક છે. પણ આગલા શ્લોકમાં ચુમ્બનના અભાવ વિષે શોક કરવા કહ્યું છે અને તેની પૂર્વના શ્લોકમાં પીનપયોધર અને ઉરૂયુગલનાં આલિંગનના અભાવ વિષે શોક કરવા કહ્યું છે, માટે અત્રે આલિંગન કરવાનું કેહેવામાં પુનરુક્તિનો દોષ આ ત્રીજા શ્લોકમાં થાય છે. પણ તેમાં ભૂલ છે. ત્યાં કેટલાંક વિશેષ અંગોના આલિંગન ચુમ્બનનો અભાવ સૂચવ્યો છે, અને અત્રે તો પ્રિયતમાના અખંડ અંગના આલિંગનાદિનો અભાવ છે, માટે શોક કરે છે, માટે પુનરુક્તિનો દોષ થતો નથી.

પીસ્તાલીશમા શ્લોકમાં કહે છે કે, અમે માતાનાં યૌવનવનનો નાશ કરનારા કુહાડા જેવા છીએ; છેતાલીશમા શ્લોકમાં કહે છે કે શૂન્યાલયમાં જેમ દીવો નકામો છે તેમ અમારૂં યૌવન નકામું ગયું છે; પણ આ શ્લોકમાં પરપિણ્ડના લોભી કાગડાનું જીવન જેમ નિરર્થક છે, તે અપમાનપૂર્વક નંખાએલા અન્નપર પોતાનું પેટ ભરે છે તેમ અમારૂં આખું જીવન વહી જાય છે એમ કહે છે. જીવનનો એક ભાગ નહિ, પણ આખું જીવન જ નકામું જવા માટે શોક કરે છે. આ દશકમાં કાલ ભગવાનનો મહિમા ગાયો છે, પણ તેથી આ શ્લોકમાં કાલ શબ્દનો અર્થ કાલ ભગવાન કરવાનો નથી, પણ કાલ એટલે સમય અથવા જીવન કરવાનો છે. પ્રથમ ઈશ્વરના પદનું ધ્યાન ધરવાથી શરૂ કર્યું, પછી પ્રતિવાદીવૃન્દદમની અને વિનીતોચિતાવિદ્યા અને પછી કલંકરહિતા વિદ્યા અને ધનથી મોક્ષ કરવાનું કહ્યું; સ્વર્ગદ્વાર ઉઘાડવા માટે પ્રથમ યજ્ઞયાગાદિ, પછી તલ્વારથી—ભાલાથી કરકુમ્ભ ભાંગવાની અને પછી માતાપિતા ગુરુજનાદિની એકચિત્ત સેવા કરવાનું કહ્યું; પછી કામરૂપ પુરુષાર્થની સિદ્ધિમાં સ્ત્રીનાં ગાઢ સ્તનો અને ભરેલાં જઘનોનું આલિંગન, તે પછી કાન્તાના કોમલ અધરપલ્લવરસનું ચન્દ્રોદય વેળા પાન અને છેવટે અખંડ અંગના આલિંગન વિષેની વાત છે. એટલે કે પ્રથમ બેમાં શોક કરવા એકેકો અંશ ઉતરતા જવાનું છે ત્યારે કામરૂપ પુરુષાર્થમાં એકએકથી કાંઇક વિશેષ ચઢતા જવાનું છે.

અત્રે વૈરાગ્ય પ્રકરણમાં મોક્ષ માટે, ઈશ્વરચરણમાં ધ્યાન લગાડી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવું, સ્વર્ગપ્રાપ્તિ માટે અર્થવડે યજ્ઞાદિ દાનપુણ્ય, માતાપિતા અને ગુરુજનની સેવાદિ કર્મો કરવાં, એટલે કે સંસારપરથી ચિત્ત ઉઠી જાય એવું કાંઈ પણ કહેવું એ યોગ્ય છે. કોઈ પણ રીતે ધર્મરૂપ પુરુષાર્થ અને અર્થરૂપ પુરુષાર્થમાં ધ્યાન, વિદ્યા, અર્થ, માતાપિતાની સેવા, યશની પ્રાપ્તિ કામની છે, અને તેમનો અભાવ હોય છે તો શોક કરવો યોગ્ય છે. પણ પ્રિયતમાના ભરાઉ પયોધરો અને જઘનોનું આલિંગન, અધરોનું ચુમ્બન, આખાં શરીરનું આલિંગન અર્થાત્ સંભોગના અભાવ માટે શોક કરવો અર્થાત્ કામરૂપ પુરુષાર્થ માટે શોક કરવો, અને તે પણ ત્રણ ત્રણ શ્લોકોમાં, ત્રણ વાર ચિત્તની શુદ્ધિ માટે શોક કરવો એ કાંઈ જુગતું લાગતું નથી. કામરૂપ પુરુષાર્થના અભાવ માટે ત્રણ ત્રણ વાર

શોક કરે અને બ્રહ્મ અને વિદ્યાધ્યયનના ધર્મરૂપ પુરુષાર્થના અભાવમાં બે વાર શોક કરે એ પણ એક અયોગ્યતા જ કહેવાય.

ઉપર પ્રમાણે કોઈ કહે તો તે યોગ્ય નથી. બ્રહ્મવિદ્યા એ એક મેળવવા યોગ્ય વસ્તુ છે; તે સેંકડો વાર મેળવવા યોગ્ય વસ્તુ છે. એ વિદ્યાના અભાવ માટે પુનઃ પુનઃ શોક કરવામાં આવે તોપણ તેમાં અનૌચિત્યનો દોષ આવતો નથી. પણ લોકમત પ્રમાણે કામરૂપ પુરુષાર્થ કાંઈ મેળવવા યોગ્ય વસ્તુ નથી, એટલે તેની પાછળ પુનઃ પુનઃ શોક કરવો અયોગ્ય છે એમ જ જણાય છે. પણ જો કામરૂપ પુરુષાર્થ મેળવવા યોગ્ય ના હોય તો અમે પૂછીશું કે એ પુરુષાર્થની ગણના ચાર પ્રકારના પુરુષાર્થોમાં શા માટે શાસ્ત્રકારોએ કરી છે? ખરું જોતાં લોકો કામનો ખરો અર્થ, કામનું ખરું સ્વરૂપ સમજતા નથી, માટે કામને નિંદે છે. આ જગત શાથી ચાલે છે? કોઇપણ કહેશે કે પ્રસ્રુતિના યોગથી. સ્ત્રી અને પુરુષ એ બે હોય નહિં તો જગત ચાલે નહિં, અને કામ જો હોય નાહિં તો પ્રસ્રુતિ થાય નાહિં અને જગત ચાલે નાહિં. કામરૂપ પુરુષાર્થ વડે તો દેવઋણ, ઋષિઋણ, પિતૃઋણમાંથી છૂટાય છે, અને એ ત્રણ પ્રકારનાં ઋણોમાંથી, ખાસ કરીને પિતૃઋણમાંથી છૂટવાનો હેતુ શ્રેષ્ઠ છે. સર્વ પુરુષાર્થોમાં એ પુરુષાર્થ શ્રેષ્ઠ છે. આપણા માબાપે આપણને જન્મ આપ્યો અને આપણું કર્તવ્ય એ ક્રમ આગળ ચલાવવાનું છે, અટકાવવાનું નથી. આપણે માથે એ ક્રમ ચલાવવાનું દેવું છે. જન્મતાં વેંત જ આપણે ઈશ્વરનું એ દેવું કરતા જ આવ્યા છીએ. માટે કામરૂપ પુરુષાર્થ સાધવા યોગ્ય છે, તેથી તો વાત્સ્યાયન જેવા મહામુનિએ કામશાસ્ત્ર રચ્યું છે. જેઓ કામનો અર્થ મન અને શરીરની એક પ્રકારની ચેળ માને છે અને તે ચેળ દૂર કરવામાં જ ઇતિકર્તવ્યતા માને છે તેઓ ઈશ્વરપ્રતિ, પોતાના માતાપિતાપ્રતિ પાપ કરે છે. પ્રસ્રુતિથી સૃષ્ટિક્રમ ચાલુ રહેવા માટે તો કામ છે. ભગવાન શ્રીકૃષ્ણ શ્રીગીતામાં કહે છે કે,

"धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ।

હે ભરતર્ષભ, સર્વ ભૂતોમાં જે ધર્મથી વિરુદ્ધ નહિ એવો કામ તે હું છું." અર્થાત્ ધર્મને અનુકૂળ કામનું સેવન તે સાક્ષાત્ ઈશ્વરનું સેવન છે, એટલે એ કામરૂપ પુરુષાર્થ તો સાધવા યોગ્ય જ ગણાય. ધર્મથી પ્રતિકૂળ જે કામ હોય તે અનુપાદેય કહેવાય, અને અત્રે જે

કામરૂપ પુરુષાર્થની ચર્ચા છે તે તો ધર્મને અનુકૂળ કામરૂપ પુરુષાર્થ વિષે છે. તેના અભાવ માટે ત્રણ ત્રણ શ્લોકમાં ફરીફરીને શોક કરવામાં કાંઈ અનુચિત નથી. પણ એ પુરુષાર્થની મહત્તા જ સૂચવે છે.

કામરૂપ પુરુષાર્થ પુરુષાર્થોની ગણનામાં ત્રીજો છે, માટે તે ઉતરતો છે એમ પણ માનવાનું નથી. મોક્ષની પૂર્વે સમીપમાં જ તેની ગણના કરી છે. લોકોમાં એવું મનાય છે ખરું કે, ઉત્તમ વસ્તુનો લાભ ના થાય તો તેથી ઉતરતી વસ્તુની અપેક્ષા થાય છે, અને તે ઉતરતી વસ્તુનો પણ લાભ ના થાય તો તે હલકી વસ્તુ માટે શોક થાય છે. દાખલા તરીકે, ન મામા કરતાં કહેવાનો મામો સારો, અને કહેવાનો મામો ન મળે તો શોક થાય છે. દૂધ એ ઉત્તમ છે; તેના અભાવ માટે શોક થાય તે યોગ્ય છે; પણ દૂધના અભાવે છાશની ઈચ્છા થાય છે, અને છાશ ના મળે તો શોક કરે છે. તૃષાતુરને શાકરનું પાનક (શરબત) ઉત્તમ છે, પણ શાકરનું પાન ના મળે તો અરનાલની અપેક્ષા કરે છે અને અરનાલ ના મળે તો શોક કરે છે. અર્થાત્ મોક્ષરૂપ પરમ અર્થની અપ્રાપ્તિને લઇને તેનાથી નિકૃષ્ટ કામ પુરુષાર્થ છે તેની પણ અપ્રાપ્તિ માટે શોક કરવો એ ઠીક છે. આ રીતે જોતાં ત્રણ શ્લોકોમાં દરેક શ્લોકમા પૂર્વાર્ધમાં ઉત્તમ અને મધ્યમ એવા બે પુરુષાર્થોના અભાવ માટે શોક કર્યો છે અને ત્રીજા પ્રકારના કામરૂપ પુરુષાર્થ માટે વિશેષ શોક કરવાને માટે તેને છેવટે મૂક્યો છે તે યોગ્ય છે. એમાં કાંઈ ખોટું નથી. વિદ્યા ના મળે તેથી કાંઈ વૈરાગ્ય થતો નથી, પણ ધનને અભાવે અને સ્ત્રીસુખના અભાવે વૈરાગ્ય થવાના દાખલા નોંધાયેલા છે. એ ત્રીજા પુરુષાર્થનો અભાવ વધારે તીવ્રતાથી પણ વૈરાગ્ય ઉત્પન્ન કરાવવાને બસ છે. પહેલા બે પુરુષાર્થો કરતાં એ ત્રીજો વધારે કીમતી છે. સર્વથી વિશેષ તેનું બળ છે અને તેથી તે મોક્ષની પૂર્વમાં સમીપમાં છે.

જે કાલભગવાનનો આવો અદ્ભુત વિલાસ છે તેની ઘટનાનું પરિણામ સૂચવતાં કહે છે કે,

शिखरिणी

**वयं येभ्यो जाताश्चिरपरिचिता एव खलु ते**
**समं यैः संवृद्धाः स्मृतिविषयतां तेऽपि गमिताः ॥**

**इदानीमेते स्मः प्रतिदिवसमासन्नपतना**
**गतास्तुल्यावस्थां सिकतिलनदीतीरतरुभिः ॥ ४८ ॥**

જેમનાથી અમારો જન્મ થયો છે તે લાંબાકાળના પરિચયવાળા પણ ખરેખર ચાલ્યા ગયા છે; જેમની સાથે ઉછરીને અમો મોટા થયા (અમારી એક સરખી વૃદ્ધિ થઇ) તેઓ પણ સ્મૃતિના વિષયરૂપને પોંચ્યા છે; (અર્થાત્ એ સર્વ મરી ગયા છે); હવે (આ બુઢ્ઢાપામાં) અમે જે રહ્યા છીએ તેઓ રોજ રોજ મૃત્યુની પાસેને પાસે જઇએ છીએ. અમારી અવસ્થા રેતાલ નદીના તીરપરના વૃક્ષોના જેવી થઇ છે. ૪૮.

જીવન સંબંધી આ અવલોકન ઘણું માર્મિક છે, હૃદયને વીંધે તેવું છે. મનુષ્યની અંતિમ એકાકી અવસ્થાનું સત્ય સૂચન છે. જલના મોજાંના આઘાતોથી ધીમેધીમે વૃક્ષની આસપાસથી રેતી ધોવાઇ જાય અને વૃક્ષનાં મૂળ પણ બહાર દેખાય છે અને તે વૃક્ષ જડમૂળથી ઉખડી જાય છે. આ સ્થિતિનું દર્શન માણસને જગતમાં જીવન ઈશ્વરની નજરે ઉપયોગી બનાવવાના માર્ગમાં પ્રેરવા માટે અને અન્ય સર્વ નજરનાં મિથ્યાપણાંની ખાતરી કરવા માટે પૂરતું છે.

જો મનુષ્યો વિચાર કરે તો આલોકમાં મનુષ્યના માનેલા સુખોને જરા પણ અવકાશ નથી, તે માટે કહે છે કે,

शार्दूलविक्रीडित

**आयुर्वर्षशतं नृणां परिमितं रात्रौ तदर्धं गतं**
**तस्यार्धस्य परस्य चार्धमपरं बालत्ववृद्धत्वयोः ॥**
**शेषं व्याधिवियोगदुःखसहितं सेवादिभिर्नीयते**
**जीवे वारितरङ्गचञ्चलतरे सौख्यं कुतः प्राणिनाम् ॥४९॥**

મનુષ્યોનું આયુષ્ય એક સો વર્ષનું (બ્રહ્માએ) ઠરાવેલું છે; તેમાંથી અર્ધું (પચાશ વર્ષનું આયુષ્ય) તો રાત્રિમાં જ જાય છે; જાગ્રત અવસ્થાના અર્ધા ભાગનો અર્ધો ભાગ

**બાલ્યાવસ્થામાં અને બીજો તેટલો ભાગ વૃદ્ધાવસ્થામાં જાય છે; બાકીનાં વર્ષો પણ વ્યાધિ અને વિયોગનાં દુઃખો સાથે સેવાદિ વગેરે કરવામાં વીતાડવામાં આવે છે; તો પાણીનાં તરંગથી પણ વિશેષ ચંચલ એવા જીવનમાં પ્રાણીઓને સુખ ક્યાંથી (અને ક્યારે) હોય? ૪૯**

માણસનું આયુષ્ય સો વર્ષોનું કલ્પ્યું છે, તેમાંથી પચાશ વર્ષ રાત્રિનાં અને પચાશ દિવસનાં છે. વ્યવહારમાં તો માણસ આઠ કલાક ઊંઘે છે અને સોળ કલાક જાગે છે, એટલે તે રીતે ગણવું જોઇએ; પણ અત્રે આ રીતે ગણતરી કરી છે, જાણે કે માણસ બાર કલાક ઊંઘે છે અને બાર કલાક જાગે છે. રાત્રિનો સમય જાણે કે ઇન્દ્રિયોની ક્રિયાઓ બંધ પાડી નિદ્રાવસ્થામાં ગાળે છે. બીજાં જે પચાશ વર્ષો દિવસના એટલે કે જાગૃત અવસ્થાના રહ્યા તેના અર્ધાનો અર્ધો ભાગ એટલે સાહડા બાર વર્ષ બાલ્યાવસ્થાના અને તેજ પ્રમાણે છેવટના વૃદ્ધાવસ્થાના પણ સાહડાબાર વર્ષ સમજવા. બાલ્યાવસ્થાના અજ્ઞાનપણામાં ગયા અને વૃદ્ધાવસ્થાના અશક્તપણામાં ગયા અને બાકીના પચાશ રોગો અને વિયોગ ભોગવવામાં અને સેવા આદિ કરવામાં ગયાં. ખરું કહીએ તો બાલ્યાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં પણ રોગ અને વિયોગાદિ તો ભોગવવાંજ પડે છે. એટલે આયુષ્યનાં વર્ષોની વેંહેચણી બરાબર નથી, જો કે પરિણામ ઠીક છે. એક સો વર્ષ એટલે ૩૬,૫૦૦ દિવસ. આઠ કલાક નિદ્રાના લેતાં ત્રીજો ભાગ કાંઈક શાંતિનો; બાકીનો ૨૪૩૩૪ દિવસ જેટલો વખત તો રોગાદિમાં જ વીતે છે. તેમાં માણસને નિશ્ચિંતતા જેવું કાંઈ નથી, તેનું આયુષ્ય સદા સચિંત છે, માટે સુખને અને શાંતિને અવકાશ નથી.

ત્રણ પ્રકારની કાલયુક્ત અવસ્થામાં મનુષ્ય સદા મરેલો છે એવો, કાલમહિમા નામના દશકમાં ઉપસંહાર કરે છે.

शिखरिणी

**क्षणं बालो भूत्वा क्षणमपि युवा कामरसिकः**
**क्षणं वित्तैर्हीनः क्षणमपि च संपूर्णविभवः ॥**

**जराजीर्णैरङ्गैर्नट इव वलीमण्डिततनु-**
**र्नरः संसारान्ते विशति यमधानीयवनिकाम् ॥ ५० ॥**

એક નટની પેઠે સંસારમાં નર (જીવ) એક ક્ષણ (એટલે થોડો સમય) બાળક બને છે, એક ક્ષણ શૃંગાર-રસમાં જાણકાર (અથવા કામિની સાથે સંભોગાદિ વિષયોમાં રસિક) યુવક બને છે અને વળી એક ક્ષણ ધન વિનાનો બને છે અને વળી એક ક્ષણ સંપૂર્ણ વિષયો ભોગવનારો બને છે; અને છેવટે વૃદ્ધાવસ્થાથી જીર્ણ થયેલા શરીરને લીધે ઢીલી પડેલી ચામડીથી અંકિત થયેલા શરીર-વાળો યમપૂરી જેવી જવનિકામાં ચાલી જાય છે. ૫૦

આ જગતને એક રંગભૂમિ કલ્પી છે, તેમાં જીવ જાતજાતના વેષો લે છે અને છેવટે નાટકને અન્તે, જવનિકામાં (પડદા પાછળ) નટ ચાલી જાય તેમ આયુષ્યને અંતે જીવ પોતાનો ભાગ ભજવીને યમ-પુરી જેવી જવનિકામાં જાય છે. જીવ બાળકના, કામરસિક યુવકના, ભીખારીના, ધનવાનના, પલિયાંવાળા અને શિથિલ ચામડીવાળા ઘરડાના એમ અનેક જાતના સોંગ લે છે.

આ શ્લોકમાં અલંકાર ઉપમા છે.

ઇતિશ્રી વૈરાગ્યશતકમાં કાલમહિમાનું વર્ણન એ નામનું
પાંચમું દશક સંપૂર્ણ થયું.

---

## યતિનૃપતિસંવાદ

માણસનું શરીર જન્મ, સ્થિતિ અને ક્ષયને આધીન છે, એટલું જ નહિ પણ આ સૃષ્ટિનાં માનેલાં સુખોપભોગમાં પણ માણસ કાલને પરાધીન છે. કોઇક ભાગ્યોદયને લીધે કોઇએક પુરુષને કાલનો એવો અલૌકિક મહિમા જણાયા પછી આલોકના સુખોપભોગ પ્રતિ વૈરાગ્ય થાય અને યતિ બની જાય તો તેવો યતિ કોઇપણ પ્રકારની અપેક્ષા વિનાનો હોઇ, આ જગતરૂપ જાલને જાણે તૃણસમ જોય છે, અને તેની સમાન વર્તવાની ઇચ્છાવાળા રાજાની સાથે આ પ્રમાણે સંવાદ કરી શકે છે, તે

સિવાય નહિ. આવા યતિઓનો ભાવ નિરંકુશતાવાળો છે તેને અવશ્ય માન આપવું ઘટે છે, એમ વિચારશીલોને જણાવવા માટે યતિ-નૃપાતના સંવાદનું સ્વરૂપ કહે છે:

शार्दूलविक्रीडित

**त्वं राजा वयमप्युपासितगुरुप्रज्ञाभिमानोन्नताः**
**ख्यातस्त्वं विभवैर्यशांसि कवयो दिक्षु प्रतन्वन्ति नः ॥**
**इत्थं मानधनातिदूरमुभयोरप्यावयोरन्तरं**
**यद्यस्मासु पराङ्मुखोऽसि वयमप्येकान्ततोनिस्पृहाः ॥५१॥**

તું રાજા છે, તો અમે પણ, જે પ્રજ્ઞાએ ગુરુઓની ઉપાસના કરી છે એવી પ્રજ્ઞાને લીધે જે અભિમાન (આગ્રહ) થાય તે આગ્રહ વડે શ્રેષ્ઠ બનેલા છીએ; તું તારા ધનાદિ વૈભવોથી પ્રસિદ્ધ થયો છે તો કવિઓ સર્વ દિશાઓ-માં અમારા યશોને ફેલાવે છે; આ રીતે આપણ બે વચ્ચે પણ માનરૂપ ધનમાં અત્યંત અંતર છે; તું અમારા સંબંધમાં મોઢું ફેરવીને બેસશે તો અમે પણ પૂરેપૂરા નિસ્પૃહી છીએ.

અત્રે શ્લોકમાં રાજાને એક વચનથી સંબોધેલો છે અને પોતાને માટે અનેક વચન અમે કહીને યતિલોકની વા વૈરાગ્યની મહત્તા બતાવી છે. વળી પોતાની પ્રજ્ઞાને માટે પણ કહે છે કે, અમારી પ્રજ્ઞાએ તો મોટા આચાર્યોની સેવા કરી છે. અર્થાત્ આચાર્યોની ઉપાસના કરી છે તેથી અમારી પ્રજ્ઞા તારા કરતાં મોટી છે. ત્રીજું, અમારી પ્રજ્ઞા એટલે સામાન્ય જ્ઞાન વિજ્ઞાન નહિ, પણ ત્રણ લોકોને જાણવાવાળી બુદ્ધિ તે અમારી છે અને તારી પાસે તે પ્રજ્ઞા નથી, માટે તું અમો યતિથી ઉત-રતો છે. તારી કીર્તિ રાજા તરીકે કવિઓ ગાય, પણ તારે કીર્તિ ગવડા-વવાને પૈસા આપવા પડે ત્યારે અમારે માટે પૈસા લીધા વિના કવિઓ ગાશે કે આ યતિએ મોટા મોટા ગુરુઓ, આચાર્યોની સેવા કરી, તેમના કૃપાકટાક્ષથી વિદ્યા—જ્ઞાન વિજ્ઞાનરૂપ સંપત્તિ મેળવી છે, મોક્ષરૂપ સામ્રા-જ્યનું વસ્ત્ર ઓઢયું છે, ઇન્દ્રાદિ તેમની પાસે તૃણવત્ છે. અમારી એવી કીર્તિ ગાય છે. તારા પાસે ધન અને સત્તાનો વૈભવ અને અમારી પાસે

મોક્ષ આપનાર જ્ઞાનવિજ્ઞાનનો વૈભવ. અમારો જ્ઞાનવૈભવ તારા ધન-વૈભવથી શ્રેષ્ઠ છે, માટે તારા અને અમારા વચ્ચે મોટું અંતર છે. તું મોઢું ફેરવીને અમારો અનાદર કરશે, તો અમને કાંઈ તારી સ્પૃહા નથી; પણ તું અમારો આદર કરશે તો અમે મોટા છતાં તને માન આપીશું. તું મોટો છતાં અમારા પાસેથી તને લાભ મળશે. અમને તારા સમાન થવાની ગરજ નથી, પણ તારે અમારા સમાન થવાને માટે રાજા છતાં અમારી ગરજ છે. આ પ્રમાણે રાજસત્તાની સામા વૈરાગ્યની શ્રેષ્ઠતા બતાવી છે.

ઉપલો જ અર્થ બીજા શ્લોકમાં કહે છે:

स्रग्धरा

**अर्थानामीशिषे त्वं वयमपि च गिरामीश्महे यावदर्थं**
**शूरस्त्वं वादिदर्पव्युपशमनविधावक्षयं पाटवं नः ॥**
**सेवन्ते त्वां धनाढ्या मतिमलहतये मामपि श्रोतुकामा**
**मय्यप्यास्था न ते चेत्त्वयि मम नितरामेव राजन्ननास्था ॥५२॥**

તું અર્થોનો ઈશ્વર છે, તો અમે પણ વાણી(શાસ્ત્ર-વચનો)ના સંપૂર્ણ અર્થના ઈશ્વર (જાણકાર) છીએ; તું શૂર-વીર છે તો અમારું સામર્થ્ય પ્રતિવાદીના ગર્વને તદ્દન શાંત કરી દેવાની વિધિ જાણવામાં અક્ષય છે; તારી સેવા ધનાઢયો કરે છે, પણ બુદ્ધિનો મળ (જડતા) કાઢવાને શાસ્ત્રાર્થ જાણવાની ઈચ્છાવાળાઓ મારી પણ સેવા કરે છે; જો તારી મારામાં આસ્થા ના હોય તો હે રાજન્ તારામાં મારી પણ અનાસ્થા પૂર્ણપણે છે. ૫૨

પોતાની યતિની એટલે કે વૈરાગ્યની શ્રેષ્ઠતા રાજા કરતાં વધારે છે એ અત્રે દરેક ચરણમાં સૂચવાયેલું છે. ધનના સ્વામીપદ કરતાં શાસ્ત્ર વચનોનું સ્વામિત્વ વિશેષ છે. રાજાનું વચન અમાન્ય થાય, પણ શાસ્ત્રનાં વચનનો અનાદર કોઇથી ના થાય. શાસ્ત્રવચન રાજાને પણ પ્રમાણ કરવું પડે છે. શત્રુને તલ્વારથી એટલે કે બાહુબળથી મહાત કરવા કરતાં બુદ્ધિવાદથી પ્રતિવાદીના ગર્વનો નાશ કરવામાં વધારે કુશળતા જોઇએ

છે; વળી તારૂં બાહુબળ કાલને આધીન છે અને અમારૂં બુદ્ધિબળ અક્ષય છે; ધનાઢયો પોતાનાં ધનનાં રક્ષણાર્થે અથવા તો તારી પાસેથી વધારે ધન મેળવવા માટે તારી સેવા કરે છે, પણ તેથી કાંઇ બુદ્ધિની જડતા, મનના રાગદ્વેષ, મળનો કાંઇ નાશ થતો નથી. બુદ્ધિની જડતા, બુદ્ધિના રાગદ્વેષરૂપ મલ કાહાડી નાંખવા માટે જ્ઞાન મેળવવાને, ઉપદેશવચન ગુરુમુખે સાંભળીને મોક્ષ મેળવવાને બીજાઓ તેમ ધનવાનો પણ મારી સેવા કરે છે, અને તારે તે માટે અમારી સેવા કરવી પડે છે. તારા ધનથી કાંઇ મોક્ષ થતો નથી અને મારાં બુદ્ધિધનથી તો સર્વને મોક્ષ થાય છે, માટે મારૂં બુદ્ધિધન શ્રેષ્ઠ છે. રાજા થયો તેથી કાંઇ તું મારાથી ચઢે તેમ નથી. તું મારામાં શ્રદ્ધા ના રાખે તો મને તેની પરવા નથી, પણ હું તારામાં જરા પણ આસ્થા રાખું તેમ નથી, પણ ચાલતો થાઉં તેમ છું, હું નિરંકુશ છું. યતિની ગરજ રાખનારા ઘણા છે, ત્યારે તું તેમ નથી એમ કહેવાનો હેતુ છે.

તું શંકા કરશે કે બીજે કયાં જશો? તો તારે જાણવું જરૂરનું છે કે તારૂં અંતર સંતુષ્ટ નથી, અને મારૂં અંતઃકરણ નિત્ય સંતુષ્ટ છે એટલે મને કોઈ સ્થળે જાઉં તો દુઃખ થાય તેમ નથી તે જણાવતાં કહે છે કે,

मालिनी

**वयमिह परितुष्टा वल्कलैस्त्वं दुकूलैः[1]**
**सम इव[2] परितोषो निर्विशेषो विशेषः[3] ॥**
**स तु भवतु दरिद्रो यस्य तृष्णा विशाला**
**मनसि च परितुष्टे कोऽर्थवान्को दरिद्रः ॥ ५३ ॥**

અમે તો આલોકમાં વલ્કલો(પાંદડાંનાં વસ્ત્રો)થી પૂર્ણ સંતોષ માનીએ છીએ અને તું તો રેશમી વસ્ત્રોથી સંતોષ

---

૧ તીલાંગની પ્રતમાં दुकूलः ને બદલે लक्ष्म्याः એવો પાઠ છે, પણ વલ્કલની સાથે દુકૂલ વધારે ગોઠે છે. ૨ इव ને બદલે इह પાઠ છે, પણ इह એટલે આલોકમાં અર્થ લેતાં કોઈ ચમત્કૃતિ નથી. ૩ એક પ્રતમાં सम इव परितोषो जायते को विशेषः। સંતોષ સમાન જેવો છે; એમાં વિશેષ શો છે? એવો અર્થ છે.

**પામે છે; આપણો સંતોષ સમાન જેવો છે; એટલે આપણુ દરેકનો જે વિશેષ છે તે તો વિશેષરહિત થાય છે; પણુ જેની તૃષ્ણા વિશાળ છે તેને દરિદ્રી થાવા દો; (અર્થાત્ તું દરિદ્રી થા). અને જેને મનમાં પૂર્ણ સંતોષ છે તેને મન ધનવાન કોણુ છે અને ગરીબ કોણુ છે? ૫૩**

અત્રે વૈરાગ્યની સિદ્ધિમાં સંતોષ એ એક મહા ચીજ છે તેનું નિરુપણુ કરેલું છે. યતિને વલ્કલથી સંતોષ છે અને રાજાને રેશમી વસ્ત્રોથી સંતોષ છે. આમ બન્નેનો જે વિશેષ છે, જે ઉત્કર્ષ છે તે વિશેષરહિત બને છે. સંતોષ બન્નેનો સમાન જેવો ખરો, પણુ યતિનો સંતોષ સર્વોત્તમ છે એ સ્પષ્ટ છે. રેશમી વસ્ત્ર માટે ચિંતા રહે, વલ્કલ માટે કશી ચિંતા જ નહિ. વળી જેની તૃષ્ણા ઘણી વિશાળ હોય છે તે નિત્ય ભીખારી રહે છે, તું રાજા છતાં તૃષ્ણાવાળો હોવાથી ભીખારી જેવો છે, તારી તૃષ્ણા રોજની ભુખી એટલે કે તું રોજનો ભીખારી; પણ મારા જેવા જેને તૃષ્ણા જ નથી તેને લાભાલાભનો ભય જ નથી, જેને સંતોષ છે તેને મન ધનવાન કોણ અને ગરીબ કોણ? બન્ને સમાન. યતિને કોઇ પ્રકારનો અંકુશ નથી એટલે અમે યતિ તો યથેચ્છ ચાલી શકીએ. પણ તું રાજા છતાં ઇચ્છાનુસાર નિશ્ચિત ચાલી શકે નહિ. સંતોષીને કોઇ જાતનું માનસિક અને શારીરિક દુઃખ સાલતું નથી, એટલે સંતોષ એ જ મોટું ધન છે.

વળી જો એમ કહે કે, ગમે ત્યાં જાઓ તો શરીરને કેમ ટકાવશો, તો તે શરીરયાત્રા પણ બીજી ઘણી રીતે કરી શકાય તેમ છે, માટે તેની અમને યતિને ચિંતા નથી. પણ દુર્જનનો અવિનય સહન ન થાય માટે દુર્જનના અવિનય કરતાં વૈરાગ્ય—જંગલ સારું, તે સૂચવતાં કહે છેઃ—

मालिनी

**फलमलमशनाय स्वादु पानाय तोयं**
**क्षितिरपि शयनार्थं वाससे वल्कलं च ॥**
**नवधनमधुपानभ्रान्तसर्वेन्द्रियाणाम्**
**अविनयमनुमन्तुं नोत्सहे दुर्जनानाम् ॥ ५४ ॥**

**ખાવાને માટે એક મીઠું ફળ અમને બસ છે; પીવાને માટે મધુર જલ મળે છે; શયન(શય્યા)ને માટે જમીન પણ બસ છે; અને ઓઢવાને માટે એક વલ્કલ બસ છે; માટે તાજાંજ મેળવેલાં ધનરૂપ મદિરાપાનથી જેમની સર્વે ઇન્દ્રિયો ભમી ગઇ છે એવા દુર્જનોનો અવિનય સ્વીકારવાને હું ઉત્સાહ રાખતો નથી. ૫૪**

જેને સંતોષ છે, જેની જિહ્વા જંગલના એક મીઠાં ફળથી સંતોષ પામે છે, રસવાળાં સ્વાદિષ્ટ પક્વાન્નની પરવા નથી, જેને શરબત અને પાનકો કરતાં જંગલના નિર્મળ ઝરાનું શીતળ જળ મધુરું લાગે છે, જેને સૂવાને ગાદીતકિયા નહિ પણ જંગલની ભૂમિથી, નરમ સુંવાળા ઘાસથી સંતોષ છે, જેને રેશમી વસ્ત્રોને બદલે ઓઢવાને વલ્કલ મળે તેથી સંતોષ છે તે રાજાની પરવા શા માટે રાખે? અમે તો ગમેતેમ ચલાવી શકીએ તેમ છે, પણ અમે કોઇનો અવિનય સહન કરીએ તેવા નથી. અવિનય સહન કરવા કરતાં જંગલનો વસવાટ સારો.

એ જ વાર્તા પુનઃ બીજા શ્લોકમાં કહે છે:

अनुष्टुप्

**अशीमहि वयं भिक्षामाशावासो वसीमहि ॥**
**शयीमहि महापृष्ठे कुर्वीमहि किमीश्वरैः ॥ ५५ ॥**

**અમે ભિક્ષાનું અન્ન ખાઇશું; દિશાઓરૂપ વસ્ત્રો અમે ઓઢીશું; ભૂમિપર અમો શયન કરીશું; અમારે રાજાઓ સાથે શું કામ છે? ૫૫**

શરીરયાત્રા આલોકમાં કરવી, એ જે એક કર્તવ્ય છે તે તો અમે કરીએ તેમ છે. તેને માટે ઘણી વસ્તુઓની જરૂર નથી. તે માટે સનત્સુજાતે ધૃતરાષ્ટ્રને કહ્યું છે કે,

येन केनचिदाच्छन्नो, येनकेनचिदाशितः ॥
यत्र क्वचनशायी स्यात्तं देवा ब्राह्मणं विदुः ॥

કોઇપણ વસ્તુથી શરીરને ઢાંકવું, કોઇ પણ રીતે ખવડાવવું, અને ગમે ત્યાં શયન કરવું, એટલું કરનારને દેવો બ્રાહ્મણ કહે છે.

વળી શ્રીભાગવતના બીજા સ્કંધ–દુસરા અધ્યાયમાં કહ્યું છે કે,

चीराणि किं पथि न सन्ति दिशन्ति भिक्षां
नैवाङ्घ्रिपाः परभृतः सरितोऽप्यशुष्यन् ।
रुद्धा गुहाः किमजितोऽवति नोपसन्नान्
कस्माद् भजन्ति यतयो धनदुर्मदान्धान् ॥

રસ્તામાં શું વલ્કલો મળતાં નથી, પરપોષણ કરનારાં વૃક્ષો શું ભિક્ષા–ફળ આપતાં નથી, નદીઓ પણ શું સૂકાઇ ગઇ છે, ગુફાઓ શું રૂંધાઈ ગઈ છે? ઈશ્વર શું પોતાને શરણ આવેલાનું રક્ષણ કરતો નથી? શા માટે યતિઓ આ ધનના દુર્મદથી આંધળાઓને ભજે છે?

વળી શિવગીતામાં કહ્યું છે કે.

संवीतो येनकेनाश्नन्भक्ष्यं वाभक्ष्यमेव वा ।
शयानो यत्रकुत्रापि सर्वात्मा मुच्यतेऽत्र सः ॥

ભક્ષ્ય કે અભક્ષ્ય ગમે તે ખાઇ લે, ગમે ત્યાં શયન કરી લે, ગમે તે ઓઢી લે તે સર્વાત્મા આલોકમાં મોક્ષ પામે છે.

ટૂંકમાં કહેવાની મતલબ એ છે કે, રાજવૈભવ મોક્ષ મેળવવામાં કામ આવતો નથી; શાંતિ અને મોક્ષમાં તો સંપૂર્ણ સંતોષ કામ લાગે છે. રાજવૈભવનો અનુભવી યોગીન્દ્ર ભર્તૃહરિ આ પ્રમાણે કહે તો નવાઇ નથી. રાજવૈભવ અને રાજસત્તા માટેનો તીવ્ર તિરસ્કાર આ દશકમાં ઘણા જોરથી સ્ફુરતો જણાય છે.

અવિવેકી રાજા યતિના દર્શન કરે તે પણ અયોગ્ય છે અથવા રાજાનાં દર્શન કરવાની પોતાની અયોગ્યતા દર્શાવવાને વિષે રાજાની નિંદા કરે છે કે,

वैतालीयवृत्त

**न नटा न विटा न गायका
न च सभ्येतरवादचुञ्चवः ॥
नृपमीक्षितुमत्र के वयं
स्तनभारानमिता न योषितः ॥ ५६ ॥**

અમે કાંઇ નથી નટ, નથી વિટ, નથી ગાયક તેમ નથી સભ્ય લોકોથી ભિન્ન (અસભ્ય) લોકોના જેવા વાદ

(તકરાર) કરવામાં કુશળ; કે નથી અમે સ્તનના ભારથી જરા નમેલી એવી જુવાન સ્ત્રીઓ કે જેઓ રાજાજીને દર્શને આવી હોય. ૫૬

જુદાજુદા વેષો ધરવામાં અને ભાવો દર્શાવવામાં કુશળ હોય તે નટ કહેવાય છે. અમે કાંઇ તેવા નટ નથી કે જુદાજુદા વેષ ધરી, હાવભાવ કરી તને ખુશ કરીએ. નાયકને અનુકૂળ ચાલવામાં ચતુર તે વિટ; જેના દ્વારા તે તે નાયિકાઓને અનુકૂળ પ્રયોજન સિદ્ધ થાય છે. પણ અમે કાંઈ વિટ નથી કે નાયિકાઓને મેળવવા માટે સંદેશવાહક બનીને તને ખુશ કરીએ. અમે ગાયક નથી કે ગાઇ વગાડી નાચીને રાજાને ખુશ કરીએ. सभ्येतरवादचुञ्चवः સભ્ય શિષ્ટથી ઉલટા તે સભ્યેતર, એટલે કે અશિષ્ટ, નિન્દ્ય વાર્તાઓ કરી સાધારણ માણસોને માત્ર આનંદ આપવાનો ધંધો કરવામાં કુશળ, પણ શાસ્ત્ર નહિં જાણનારા; અથવા સભ્યેતર એટલે સામાન્ય માણસને યોગ્ય વાદ કરવામાં ચતુર; હાસ્યને રસ્તે જનારા. અમે કાંઇ તેવા ભાંડ નથી કે ગમે તેમ રાજાને ખુશ કરીએ. છેવટે યતિ રાજાને કહે છે કે, તારી વિષયવાસના પૂર્ણ કરવાને આવેલી ઘાટાં મોટાં સ્તનના ભારથી નમેલી એવી યુવતીઓ પણ અમે નથી. તું આવો અવિવેકી છે તેની પાસે કોણ આવે ? તારાં દર્શન કરવાને વિદ્વાનો નાહિં, પણ કહેલા ઉપર પ્રકારના હલકા લોકો આવે છે; ત્યારે અમો તારા જેવા નથી એટલે અમારા દર્શને તો વિદ્વાનો, સારા લોકો આવે છે.

नायकानां नायिकानुकूलने सहायाः पीठमर्दविटचेटविदूषकादयः નાયિકાને અનુકૂળ કરવામાં નાયકોને સહાય કરનારા તે પીઠમર્દ વિટ, ચેટ, વિદૂષક આદિ.

किंचिदूनः पीठमर्दः एकविद्यो विटः स्मृतः ॥
संधानकुशलश्चेटो हास्यप्रायो विदूषकः ॥

ગુણમાં નાયકના કરતાં પીઠમર્દ કાંઇક ઓછા ગુણવાળો હોય છે; એક જ વિદ્યા કે હુન્નર જાણનારને વિટ કહે છે; સંધિ કરવામાં કુશલ ચેટ કહેવાય છે અને વિદૂષક ઘણુંખરું હાસ્ય કરાવે છે.

યતિ બીજા ત્રણ શ્લોકોમાં રાજાની નિન્દા જ કરે છે.

હરિણી

**विपुलहृदयैरीशैरेतज्जगज्जनितं पुरा**
**विधृतमपरैर्दत्तं चान्यैर्विजित्य तृणं यथा ॥**
**इह हि भुवनान्यन्ये धीराश्चतुर्दश भुञ्जते**
**कतिपयपुरस्वाम्ये पुंसां क एष मदज्वरः ॥ ५७ ॥**

પ્રાચીન કાલમાં મોટા મનના (કેટલાક) સમર્થ પુરુષોએ[1] આ જગતને ઉત્પન્ન કર્યું (જગતના વ્યવહાર અથવા બંધારણની રચના કરી); બીજા કેટલાકોએ તેનું રક્ષણ કર્યું; તે પછી બીજાઓએ આ પૃથ્વીને પૂરેપૂરી જીતીને તૃણ સમાન ગણીને તેનું દાન કર્યું; આજે પણ અહિં બીજા ધીર રાજાઓ ચૌદ ભુવનોને ભોગવે છે ત્યારે થોડાંક નગરોના ધણી હોવામાં મનુષ્યોમાં આ ગર્વજ્વર શો? ૫૭

રાજાને યતિ કહે છે કે, પ્રાચીન કાલમાં હરિશ્ચન્દ્રાદિ રાજાઓએ પોતાના સત્યવાદના જોરે પૃથિવીના વહીવટની રચના કરી; વિષ્ણુ અથવા યયાતિ આદિ રાજાઓએ પોષણ કર્યું; બલિ આદિએ તેને જીતીને તૃણ સમ માનીને વામનાદિને તેનું દાન કર્યું. આ તેમની મહત્તા બતાવે છે. આજે પણ અન્ય ધીરવીરો ચૌદ ભુવનોને ભોગવે છે, પણ તારા જેવા પાસે થોડાંક ગામો છે તેમાં તો તું ગર્વ કરી રહ્યો છે, તે તારી બુદ્ધિની ન્યૂનતા છે. તારે તારી પૂર્વે થએલા મોટા રાજાઓનાં ઉદાર ચરિતો સાથે તારૂં ક્ષુદ્રપણું સરખાવીને શરમાવું જોઇએ, ન કે થોડાક ગામોના ધણીપણાથી ઉન્મત્ત થવું જોઇએ.

આ શ્લોક ભર્તૃહરિના સમયનો હોય કે ભર્તૃહરિનો બનાવેલો હોય તો બે હજાર વર્ષપર કે તેની આસપાસ ચૌદ ભુવન ભોગવનારા રાજાઓ કોણ હશે, અને થોડાંક ગામનો ધણી કોણ હશે કે જેના ગર્વની નિંદા કરી છે? અથવા આ શ્લોકમાં માત્ર કલ્પના જ માનવાની છે? કે કોઈ

---

૧ સમર્થ પુરુષો એટલે બ્રહ્મા અને બીજા પ્રજાપતિઓ; અથવા આ બહુવચન માનાર્થે હોય તો એકલા બ્રહ્માએ.

કવિનું કોઇ રાજાએ અપમાન કર્યું તેથી તે કવિએ આ પ્રમાણે કહ્યું ? માળવાનો રાજા રાજત્યાગ કરનાર યોગીશ્વર ભર્તૃહરિયતિનૃપતિસંવાદમાં જણાતાં વૈરાગ્યપદ માટે અભિમાન અને રાજાની નિંદા જેવું કહે, એ શંકા પડતી વાત છે. થોડાક ગામના ધણીના ગર્વ માટે કોઇ કવિ કહે તે સહજ છે. નીતિરત્નમાં કહ્યું છે કે,

दिव्यं चूतरसं पीत्वा न गर्वं याति कोकिला ।
पीत्वा कर्दमपानीयं भेको मकमकायते ॥
अगाधजलसञ्चारी न गर्वं याति रोहितः ।
अङ्गुष्ठोदकमात्रेण शफरी फरफरायते ॥

આંબાનો દિવ્ય રસ પીધા છતાં કોકિલાને ગર્વ થતો નથી; ત્યારે કાદવવાળું પાણી પીને દેડકો મેંકુ મેંકુ કરી રહ્યો છે. રોહિત નામનો મત્સ્ય અગાધ જળમાં ફરનારો છે તેને ગર્વ નથી થતો અને એક અંગુઠા જેટલાં પાણીમાં શફરી માછલી જઈ આવી તેમાં તો પતરાજી કરે છે.

મોટા મોટા રાજાઓ મોટું મોટું કાર્ય કર્યાં છતાં અભિમાની ના બન્યા અને રહ્યા નથી માટે થોડાક ગામોનું ધણીપણું કાંઈ ગર્વ કરવા જેવું નથી, એમ સમજી વૈરાગ્ય થવો જોઇએ એ યુક્ત વાર્તા છે.

शिखरिणी

**अभुक्तायां यस्यां क्षणमपि न जातं नृपशतै-**
**र्भुवस्तस्या लाभे क इव बहुमानः क्षितिभृताम् ॥**
**तदंशस्याप्यंशे तदवयवलेशेऽपि पतयो**
**विषादे कर्तव्ये विदधति जडाः प्रत्युत मुदम् ॥ ५८ ॥**

સેંકડો રાજાઓ (ના હાથે)થી ભોગવાયા વિના જે ભૂમિની એક ક્ષણ પણ ગઇ નથી તે ભૂમિનો લાભ થાય તેમાં રાજાઓની તે શી મોટાઇ છે? પરંતુ મન્દ બુદ્ધિવાળા રાજાઓ આખી પૃથ્વીના એક અંશના પણ અંશના અથવા તે અંશના પણ એક નાનકડા ભાગના રાજાઓ થવાથી ગ્લાનિ પામવાને બદલે ખુશ થાય છે. ૫૮

મોટું અને કાંઇક સ્થિર હોય તેને માટે અભિમાન હોય તો કાંઇક લેખાંસર ગણાય; પણ આ તો છેક નાનકડું છે, જેને ઘણા મોટાઓ ભોગવીને ચાલી ગયા, એ સર્વેનું ભોગવેલું એઠું ભોગવો છો તેમાં અભિમાન કરો છો. વાસ્તવમાં તો મોટા માટે પણ અભિમાન કરવા યોગ્ય નથી, તો પછી નાનાને માટે તો ગર્વ હોવો જ ના જોઇએ. કારણ કે આ પૃથ્વી એક પળ પણ કોઇના ભોગનો વિષય બન્યા વિનાની રહી નથી, છતાં પૃથ્વી રહી છે અને ભોગવનારા તો ચાલી ગયા છે. માટે થોડાક ગામના રાજા તરીકેની મોટાઈ મિથ્યા છે, ત્યાગ કરવા યોગ્ય છે, એના કરતાં વૈરાગ્ય સારો છે. કોઇ અસંતુષ્ટ કવિએ રાજાને આ શ્લોકો કહેલા લાગે છે.

આવા મન્દ બુદ્ધિના અભિમાની તુચ્છ રાજાની વાર્તા હવે બંધ કરું છું; પણ એ રાજાઓની જેઓ યાચના કરે છે તેઓ તો વળી તે રાજા કરતાં વધારે તુચ્છ છે તે કહે છે:

शार्दूलविक्रीडित

**मृत्पिण्डो जलरेखया वलयितः सर्वोऽप्ययं नन्वणुः**
**स्वांशीकृत्य तमेव सङ्गरशतैराज्ञां गणा भुञ्जते ॥**
**ते दद्युर्ददतोऽथवा किमपरं¹ क्षुद्रा दरिद्रा भृशं**
**धिग्धिक्तान्पुरुषाधमान्धनकणान्वाञ्छन्ति तेभ्योऽपि ये ५९**

જલની રેખાથી ઘેરાએલો માટીનો આ પિણ્ડ આખો છતાં ખરેખર નાનકડો છે; તેને જ સેંકડો લડાઇઓ લડીને પોતપોતાની બનાવીને આ રાજા લોકો ભોગવે છે; એ રાજાઓએ કાંઇક આપ્યું કે આપે છે એના જેવું બીજું દુષ્કર કોઇ નથી. એ રાજાઓ અત્યંત તુચ્છ અને ભીખારી છે. એવા રાજાઓ પાસેથી જેઓ થોડાંક ધનની ઇચ્છા કરે છે તેવા અધમ પુરુષોને પુનઃપુનઃ ધિક્કાર છે. ૫૯

યતિ કહે છે કે આ આખી પૃથ્વી અખણ્ડ છતાં નાનકડી છે, તુચ્છ છે, માટીનો પિણ્ડ એ શબ્દો તુચ્છકાર વાચક છે. જેઓને આ નાનકડી

---

१ નોંધ...वाकिमपि ते क्षुद्रा એ પાઠનો અર્થ સુગમ છે. તે ક્ષુદ્ર અને ભિખારી રાજાઓ કાંઇ આપે કે આપવાની ઇચ્છા કરે નહિ.

પૃથ્વી મેળવતાં લડવું પડ્યું; છતાં જેઓને આખી પૃથ્વી મળી નથી, પણ તેના કકડા મળ્યા છે તેઓ તો તુચ્છ છે, ભીખારી છે, કારણ કે આખું મેળવવાને બદલે નાનકડું એક કકડો મેળવવા માટે લડાઇઓ લડવી પડી. એવા જાતેજ ભીખારી રાજાઓ આ કાંઇક આપે છે કે આપશે કે નહિ તે માટે રાહ જોવી પડે, એ વળી વધારે ખરાબ છે. એવાઓની પાસે આશા રાખનારા નરાધમો છે તેઓને ધિક્કાર છે. આ રીતે રાજાનું હલકાપણું બતાવે છે. તું રાજા એક નાનકડી પૃથ્વીનો માલિક છે; અને અમારો રાજા પરમેશ્વર તારાથી મોટો. તારે પૃથ્વીપતિ થવાને લડવું પડે, અમારો રાજા સ્વતઃ સિદ્ધ રાજા છે, તેને લડવાનું નહિ. તારી પાસે માંગવા આવું ત્યારે આપશે કે નહિ, કેટલું આપશે તેની રાહ જોવી પડે; અમારા રાજા પાસે અમો કેટલું માંગિયે તેનો વિચાર કરવાનો નહિ અને માગ્યા પછી રાહ તો જોવાની જ નહિ. અમારા જેવાને કેટલું આપવું તેનો તે વિચાર કરતો નથી. તેનું જેટલું છે તે અમારું જ છે, અમને જોઇએ ત્યારે મળી શકે તેમ છે. અને તેથી તારા કરતાં અમો યતિની સ્થિતિ સારી છે. (એકમાં રાજાની શક્તિનો વિચાર કરવો પડે છે અને બીજામાં અમે કેટલું ઉપાડી શકીએ તેનો અમારે જ વિચાર કરવો પડે છે.આમ યતિ રાજત્વ કરતાં વૈરાગ્યની શ્રેષ્ઠતા બતાવે છે.

છેવટે કહે છે કે, વધારે શી વાત કરું? જેનો જન્મ સફળ ગણાય તેવો પુરુષ તો આવો હોય,

शिखरिणी

**स जातः कोऽप्यासीन्मदनरिपुणा मूर्ध्नि धवलं**
**कपालं यस्योच्चैर्विनिहतमलंकारविधये ॥**
**नृभिः प्राणत्राणप्रवणमतिभिः कैश्चिदधुना**
**नमद्भिः कः पुंसामयमतुलदर्पज्वरभरः ॥ ६० ॥**

(દુનિયામાં) તે કોઇએક જન્મ પામેલો કહેવાય છે કે જે પુરુષના શ્વેત (શુદ્ધ, પવિત્ર) કપાલ(ખોપરી)ને મદનના શત્રુ એટલે શંભુએ પોતાના મસ્તકનું ભૂષણ બનાવવા માટે ઉંચા સ્થાનપર મૂક્યું છે; (બાકી આજે તો) પોતાના પ્રાણનાં રક્ષણ કરવામાં જ જેમની બુદ્ધિ લાગી

**રહી છે એવા કેટલાક પુરુષો નમન કરે તેમાં પુરુષોને (પુરુષોમાં પોતાને મોટા માનનારાઓને રાજાઓ આદિને) આ કયી જાતનો અતુલ ગર્વરૂપ જ્વર ઉભરાયો છે? ૬૦**

વૈરાગ્યનો પક્ષપાતી કહે છે કે, રાજા થયા, પૃથ્વી મેળવી, ઘણા એ સલામો કરે તેથી કાંઈ જન્મની સાર્થકતા નથી; તેમાં નિ:સીમ ગર્વ ધરવામાં કર્તવ્યતા નથી, કારણ કે એ સર્વ તુચ્છ છે. જન્મની સાર્થકતા તો ત્યારેજ માનવાની છે, કે મરણ પછી પણ માન મળે. શંભુ જે સર્વના ઈશ્વર છે, જે સ્મશાનમાં રહે છે તેના જેવા આપણાં મરણ પછી આપણી ખોપરીને પોતાની રૂંડમાળામાં ધરીને છાતીપર રાખે કે કપાળપર મૂકે, પોતાના શૃંગાર તરીકે ગણવામાં આનંદ માને, ત્યારે જન્મ્યાની સાર્થકતા ખરી. પ્રયત્ન કરવા જેવી વસ્તુ તો તે જ છે, બીજી નહિ. એ વસ્તુ વૈરાગ્યથી, ઈશ્વરચરણનું ધ્યાન ધર્યાથી મળે છે.

જેઓ લડાઇમાં માર્યા જાય છે તેમની ખોપરીની માળા બનાવીને શિવ પોતાના કંઠમાં તે ધારણ કરે છે, પરંતુ કોઈ અમુક ખોપરી માટે વધારે ભાવ દર્શાવી પોતાના મસ્તકપર તેને ધારણ કરે છે એમ શ્લોકમાં કહ્યું છે તેને માટે કોઈ પ્રમાણ નથી.

કામદેવનો તિરસ્કાર ભલે આલોકમાં થાય. પણ એ જ કામને કામના શત્રુ એટલે કે કામને બાળનારા શંભુએ, સ્મશાનમાં વસનારા ભગવાન શંકરે તેનાં મરણ પછી તેની ખોપરીને પોતાના મસ્તકના આભૂષણ તરીકે આનંદથી માથે ચઢાવી. જન્મ તો ખરેખર તેવાનો જ કહી શકાય, બીજાનો નહિ. મરણબાદ વિરોધી જેનાં વખાણ કરે તેનો જન્મ.

યોગીશ્વર ભર્તૃહરિના શતકોમાં વારંવાર શંભુની પૂજાનાં સૂચનના શ્લોકો મળે છે, તેથી એમ માનવાનું કારણ રહે છે કે, એ શંભુના મહા ભક્ત હોવા જોઇએ.

ઇતિ શ્રીવૈરાગ્યશતકમાં યતિનૃપતિ સંવાદ નામનું છઠ્ઠું દશક સંપૂર્ણ થયું

## મનને સંબોધપૂર્વક નિયમનનો પ્રકાર

મનને નિયમમાં રાખવામાં ચતુર માણસો જ યતિ બની શકે છે એ પ્રસંગની વાત થયા પછી મનને સંબોધીને તેને નિયમમાં કેમ રાખવું તે આ સાતમા દશકમાં કહ્યું છે.

शिखरिणी

**परेषां चेतांसि प्रतिदिवसमाराध्य बहुधा**
**प्रसादं किं नेतुं विशसि हृदय क्लेशकलितम् ॥**
**प्रसन्ने त्वय्यन्तः स्वयमुदितचिन्तामणिगणो**
**विविक्तः संकल्पः किमभिलषितं पुष्यति न ते ॥६१**

પારકાના દીલોની દિવસોદિવસ બહુ પ્રકારે આરાધના કરીને હે હૃદય, શા માટે તું ઘણા ક્લેશથી ભેગો થાય એવો પ્રસાદ (કૃપા) મેળવવાને મેહેનત કરે છે ? જો તારું પોતાનું અંતઃકરણ સ્થિર થતાં પોતાની મેળે જ ઉઘાડી પટી જાય છે એવી ચિન્તામણિની ખાણરૂપ નિષ્કલંક સંકલ્પ શું (અથવા કયી) તારી અભિલાષાઓને પોષશે નહિં ? ૬૧

માનસશાસ્ત્રના અભ્યાસીઓ કહે છે કે, સુખદુઃખ એ સર્વ મનનાં માનેલાં છે. માણસ પોતાનાં મનથી રાજા બને છે અને મનથી ભીખારી બને છે, માટે કવિ મનને સંબોધે છે કે, તું આ બધી મેહેનત પારકાનાં દીલને ખુશ કરવાને શા માટે કરે છે ? તારે એમ ના કરવું ઘટે, કારણ કે એમાં કાંઈ ખરું સુખ નથી, પણ દુઃખની પરંપરા છે. તું એમ કહે કે હું બીજાની સેવા ના કરું તો મારું ધાર્યું ના થાય, તો તેમાં તારી ભૂલ છે. છતાં જો તારે કાંઈ વિશેષની ઇચ્છા હોય, સાચાં સુખની ઇચ્છા હોય, તો પેહેલાં તારું ચિત્ત સ્થિર કર, અને પછી જો કે જેની ચિન્તા–ઇચ્છા કરીએ તે મળે એવા ચિન્તામણિરૂપ સંકલ્પ બળવાળો તું બની શકશે. તારે બીજાને પ્રસન્ન કરવાની મેહેનત જ ના પડશે. તારાં ચિત્તને તેથી તું વશ કરતાં શીખ કે તે ચિન્તામણિ બની જાય. ગીતામાં કહ્યું છે કે संकल्पप्रभवान्कामान् ઇચ્છાઓ સંકલ્પના જોરથી

જન્મે છે, માટે તું જો સત્ય સંકલ્પ બળવાળો થાય તો તારે સુખ થશે. વળી ત્યાં કહ્યું છે કે, મનની શાંતિ એ જ સુખ ઉત્તમ છે.

प्रीतम छबि नयनन बसी, परछबि कहाँ समाय ।

भरी सराय 'रहीम' लखि, आप पथिक फिर जाय ॥

રહીમ કવિ કહે છે કે મારી આંખોમાં પ્રીતમ એટલે શ્રીકૃષ્ણની છબી આલેખાઈ રહી છે; જરા પણ જગ્યા તેના વિના ખાલી નથી, એટલે બીજાની છબી આંખમાં ક્યાંથી શમાઈ શકે? દાખલા તરીકે, જો આખી ધર્મશાળા ભરાઈ ગઇ હોય તો પછી નવો મુસાફર આવે તે પોતાની મેળે જ ચાલ્યો જાય. આ પ્રમાણે, કવિ કહે છે કે, જો તારું ચિત્ત અંકુશમાં હોય, તું જો તન્મય થયો હોય તો તું ધારે તે કરી શકે. કારણ કે તું તારા ચિત્તમાં ઈશ્વર સિવાયના બીજા સંકલ્પને સ્થાન જ આપી ના શકશે.

મન જો અંકુશમાં હોય તો તે શું કરી શકે તે કહ્યા પછી તે અંકુશમાં ના હોય તો તે કાંઈ નથી કરી શકતું એ વાત કહે છે.

पृथ्वी

**परिभ्रमसि किं मुधा क्वचन चित्त विश्राम्यतां**
**स्वयं भवति यद्यथा भवति तत्तथा नान्यथा ॥**
**अतीतमननुस्मरन्नपि च भाव्यसंकल्पय-**
**न्नतर्कितसमागमाननुभवामि भोगानहम्[1] ॥ ६२**

હે ચિત્ત, તું શા માટે વ્યર્થ આમતેમ ભટકયા કરે છે? કોઇએક સ્થળે તું સ્થિર થા. જે રીતે જે સ્વયં થવાનું છે તે જ રીતે તે આપોઆપ થશે, તે બીજી રીતે થશે જ નહિં. જે ગયું છે તેની પાછળ ના જતાં અને જે બનવાનું

---

૧ છેલ્લાં ચરણમાં न्नतर्कितसमागमाननुभवस्य भोगानिह એવો પાઠ છે. એટલે કે જે ભોગોનું આવનજાવન અતર્કિત છે તેવા ભોગો આલોકમાં અનુભવજે.

**છે તેનો પણ સંકલ્પ ન કરતાં જે ભોગોના સમાગમનો તર્ક પણ કર્યો નથી તેવા ભોગો હું ભોગવીશ જ. ૬૨**

વૈરાગ્યનો પક્ષપાતી કહે છે કે, હે મન, તું આમતેમ ચોબાજુ ભટકવા કરતાં કોઇએક જગ્યાએ સ્થિર થા. કોઇએક જગ્યા, એટલે સામાન્ય જગ્યા સમજતો ના, પણ શંભુના પાદચરણમાં સ્થિરતા કર, અંતરમાં એકધ્યાન થતાં શીખ; કારણ કે બીજી વસ્તુઓ તો નાશવંત છે. તું જો કદાચ એમ માનતું હોય કે, તેમ કર્યાથી અહિં કાર્યસિદ્ધિ ના થાય; પણ તેમાં તારો ભ્રમ છે. શંભુચરણની પ્રાપ્તિ એ જ સત્ય કાર્યસિદ્ધિ છે; બીજું તો જે સર્વે જે રીતે થવાનું છે તે સર્વે તે રીતે તારા પ્રયત્ન વિના જ થયા કરશે; તે કાંઇ બીજી રીતે થશે તેમ નથી. यद्भावि तद्भवत्येव એ વચન છે; માટે બીજું છોડીને તું કોઈ અવિનાશી સ્થાનમાં ચિત્તને આશ્રય આપ. તું પૂછશે કે, તેથી કાંઈ ફળ? જે થઈ ગયું તે તો થઇ ગયું છે, તેને માટેનો શોક નકામો છે, જે થવાનું છે તે તો તારા સંકલ્પ વિના જ થવાનું છે; તું જેનો સંકલ્પ કરશે તે જ થશે તેવું કાંઇ નથી; તેં જેની કલ્પના પણ કરી ના હશે તેવા ભોગોનો સમાગમ તને થશે. માટે તે છોડીને સ્થિર વસ્તુ માટે પ્રયાસ કર.

આ પ્રકારની દલીલ આશ્ચર્યજનક છે. જો જે થવાનું છે તે જ થવાનું છે અને પ્રયત્નની જરૂર નથી, તો પ્રતિવાદી કહેશે કે, ત્યારે ઈશ્વરમાં પણ મારે ચિત્તને શા માટે સ્થિર કરવું, લગાડવું? એ પણ ઈશ્વરની કૃપાથી સ્વયં થશે જ; થવાનું હશે તો, અને નહિં તો નહિં થશે. કેટલાકો તેટલાં માટે કહે છે કે, ઈશ્વરના પણ પ્રિય બનવા માટે તેનો અનુગ્રહ જોઇએ; તેનો અનુગ્રહ ના હોય તો ઈશ્વરમાં ચિત્ત સ્થિર થાય જ નહિં. પણ માણસે ઈશ્વરના પ્રિય થવાનો હેતુ રાખવો એ અમે વક્તવ્ય છે. શ્રીકૃષ્ણ કહે છે કે,

यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति ॥
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥

જે હર્ષ પામતો નથી, નથી દ્વેષ કરતો, નથી શોક કરતો કે નથી ઇચ્છા કરતો, જે શુભ અને અશુભ સર્વનો સંપૂર્ણ ત્યાગ કરી મારી ભક્તિ કરે છે તે મને પ્રિય છે અથવા મારો પ્રિય છે. (ન્યુસ પ્રેસની ગીતા જુઓ.)

વળી કહ્યું છે કે,

गतार्थान्नानुशोचन्तिनार्थयन्ते मनोरथान् ॥
वर्तमानेन वर्तन्ते तेन मे पाण्डवाः प्रियाः ॥

જે વસ્તુઓ બની ગઈ તેનો જે લોક શોક કરતા નથી અને જે ભાવિ મનોરથોની માંગણી કરતા નથી, પણ જે ચાલુ વસ્તુઓનેજ અનુસરે છે તેવા પાણ્ડવો મારા પ્રિય છે. (ન્યુસ પ્રેસની ગીતા જુઓ.)

આ પ્રમાણે ભક્તિ કેમ કરવી, કોની કરવી, ચિત્તને સ્થિર ક્યાં કરવું અને ચિત્તને કેવું રાખવું તે સર્વે ગીતામાં કહ્યું છે. ભર્તૃહરિનાં છેલ્લાં બે ચરણોમાં ઉપર્યુક્ત શ્રીકૃષ્ણવચનની જ છાયા છે. આમાં મનનો ખરો ત્યાગ સમજવાનો છે. હર્ષ શોક વિના વર્તમાનનું કામ કરવું અને ઈશ્વરમાં ચિત્ત રાખવું, એ જ વૈરાગ્ય છે.

હવે વિશેષતાએ કરીને મનના સંબોધનનો પ્રકાર કહે છે:

शार्दूलविक्रीडित

एतस्माद्विरमेन्द्रियार्थगहनादायासकादाश्रय
श्रेयोमार्गमशेषदुःखशमनव्यापारदक्षं क्षणात् ॥
स्वात्मीभावमुपैहि संत्यज निजां कल्लोललोलां गतिम्
मा भूयो भज भङ्गुरां भवरतिं चेतः प्रसीदाधुना ॥६३॥

હે ચિત્ત, ઇન્દ્રિયોના આ (સર્વે) દુઃખકારક વિષય રૂપ અરણ્યથી દૂર થા, અને એક ક્ષણભર સર્વ દુઃખને શાંત કરવારૂપ જે કાર્ય છે તેમાં સમર્થ એવા જ્ઞાનમાર્ગનો આશ્રય લે; પોતામાં જ એકતાર થવાનો ભાવ પ્રાપ્ત કર અને પોતાની મોજાંના જેવી ચંચળ વૃત્તિનો પૂર્ણ ત્યાગ કર; આ સંસારપરની પ્રીતિ જે નાશવંત છે તે ફરીથી સેવીશ મા; હે ચિત્ત, હવે તું પ્રસન્ન થા. ૬૩

મનને વૈરાગ્યવાદી કહે છે કે, જુદીજુદી ઇન્દ્રિયોના વિષયો ભોગવવા માટે તેં ખૂબ યાત્રા કરી, હવે ઇન્દ્રિયોના વિષયો ભોગવવાની એ દુઃખકારી યાત્રાનો ત્યાગ કર અને આ ક્ષણથી સર્વ દુઃખનો નાશ કરનાર

જ્ઞાનમાર્ગ કે ભક્તિમાર્ગ જે શ્રેયનો કે મોક્ષનો માર્ગ છે તે તરફ વળી જા; જલના તરંગ જેવી ચંચળ પ્રવૃત્તિઓ છોડી દે અને પોતામાં જ વસતા આત્મામાં એકતાર થા. ચિત્તની ચંચળતા ઘણી બળવાન છે, માટે ફરીફરીને તેને કહેવું પડે છે, છેવટે વિનંતિ કરે છે કે હવે તું આ સર્વ નાચો છોડી દે અને એક સ્થળમાં સ્થિર થવાની કૃપા કર. મનની ચંચળતા અતિ બળવાન છે, માટે મનને વિનતિ કરે છે. અર્જુને પણ તે જ ફરિયાદ શ્રીકૃષ્ણને કરી હતી કે મન ઘણું ચંચળ છે.

ચિત્તને વૈરાગ્યવાદી કહે છે કે જે વસ્તુઓમાં વિશ્વાસ રાખવો ઠીક છે તે વસ્તુઓમાં જ તું વિશ્વાસ રાખ, બીજામાં નહિં.

**मोहं मार्जय तामुपार्जय रतिं चन्द्रार्धचूडामणौ**
**चेतः स्वर्गतरङ्गिणीतटभुवामासङ्गमङ्गीकुरु ॥**
**को वा वीचिषु बुद्बुदेषु च तडिल्लेखासु च श्रीषु च**
**ज्वालाग्रेषु च पन्नगेषु च सुहृद्वर्गेषु च प्रत्ययः ॥६४**

હે મન, મોહને મારી નાંખ, અને જેની જટામાં અર્ધચન્દ્ર છે એવા શંભુમાં તન્મય થયેલી પ્રીતિને મેળવ; વળી સ્વર્ગમાંથી વહેનારી(ગંગા)ની તટભૂમિમાં વસવાની પ્રીતિનો સ્વીકાર કર; જળના તરંગોમાં કે પાણીના પરપોટાઓમાં કે વિજના ચમકારાઓમાં કે લક્ષ્મીમાં કે અગ્નિની જવાળાઓના અગ્રભાગોમાં કે સર્પોમાં કે મિત્રવર્ગોમાં તે વિશ્વાસ કેવો? ૬૪

વાસણ મેલું થાય અને તેને ઘસીને સાફ કરીએ છીએ તેમ, વૈરાગ્યવાદી કહે છે કે, અંતરમાંથી પુત્ર, સ્ત્રી, મિત્રાદિ માટે જે મોહરૂપી કચરો હોય તે શોધી માજીને સાફ કરી નાંખ અને જેની જટામાં અર્ધચન્દ્ર વસે છે તેવા શંભુની પ્રીતિ તું ઉપાર્જન કર એટલે કે મેહેનત કરીને મેળવ; કારણ કે એક વિશ્વાસ રાખવા યોગ્ય એ જ છે. બીજું વિશ્વાસ રાખવા યોગ્ય ગંગાનો કિનારો છે, ત્યાં બેસીને ભક્તિ કરનારાને સ્વર્ગ મળે છે, માટે તું એના કાંઠાપર વસવાનો નિશ્ચય કર, સર્વનો ત્યાગ કરી ત્યાં વસવાથી શ્રેય છે એવો વિશ્વાસ રાખ. બીજી સર્વ વસ્તુઓ અનિત્ય છે,

દુ:ખકારક છે, તે દર્શાવવાને દાખલા આપી કહે છે કે તેમાં વિશ્વાસ શો રાખવો અને તે માટે પ્રયાસ શો કરવો? જળના તરંગોની સ્થિરતા નથી, પાણીના પરપોટાની સ્થિરતા નથી, વિજળીના પ્રકાશવાળા લીસોટાઓની સ્થિરતા નથી અને લક્ષ્મીની સ્થિરતા નથી એ સર્વ પ્રત્યક્ષ છે એટલે તેમાં વિશ્વાસ રાખવો નકામો છે. તેમ અગ્નિશિખાના અંત પણ દઝાડે છે તો સર્વ અગ્નિશિખાસમૂહ શું ના કરે? અર્થાત્ કે બાળી જ નાંખે, માટે તેનાથી દૂર રહેવું સારું છે. સર્પોના ડંખ પ્રાણ લે છે, માટે તેમનાપર વિશ્વાસ ન રાખતાં તેમનાથી માણસ દૂર રહે છે, અને મિત્ર વર્ગો આપત્તિમાં મોં સંતાડે અથવા બાહ્વાનાં કહાડે છે એ પણ પ્રસિદ્ધ છે, એટલે તેમનામાં વિશ્વાસ શો રાખવો? વિશ્વાસ રાખવાનાં સ્થાન તો માત્ર બે જ છે, એમ પહેલેથી જ કહ્યું છે.

આ શ્લોકમાં મિત્રવર્ગ, સુહૃદ્વર્ગને સર્પોની, અગ્નિની જ્વાળાની પંક્તિમાં મૂક્યો છે તે આશ્ચર્યજનક છે. સિવાય કે મિત્રવર્ગમાં આપત્તિમાં સહાયક મિત્ર અપવાદ ગણ્યો હોય.[1]

આ શ્લોકમાં દીપક નામનો અલંકાર છે. વિદ્યાનાથ કહે છે કે,

प्रस्तुताप्रस्तुतानां च सामस्त्ये तुल्यधर्मतः ।
औपम्यं गम्यते यत्र दीपकं तन्निगद्यते ॥

પ્રસ્તુત અને અપ્રસ્તુત વસ્તુઓ એમની વચ્ચે તુલ્ય ધર્મ જણાય તો ત્યાં જ્યારે ઉપમા આપવા જેવું જણાય ત્યારે દીપક અલંકાર જાણવો. અત્રે બન્ધુજન, મિત્રવર્ગ પ્રસ્તુત છે અને તરંગ, પરપોટા, વિજળીના લીસોટા અપ્રસ્તુત છે, અને તે બંનેમાં નાશ પામવું અને દુ:ખ કરવું, અવિશ્વાસનિયપણું એ સમાન ગુણ છે.

આ જ વસ્તુ એટલે કે પોતાનાં મનનો નિશ્ચય બીજી રીતે સંબોધે છે.

---

૧ તીલાંગની પ્રતમાં ત્રીજા ચરણમાં श्रीषु ને બદલે स्त्रीषु સ્ત્રીઓમાં એવો પાઠ છે. પણ સ્ત્રીમાં જાણે વિશ્વાસ ના રાખવો અને પુરુષમાં રાખવો એવી કલ્પના વાસ્તવ નથી. ચોથા ચરણમાં सुहृद्वर्गेषु ને બદલે सरिद्वेगेषु એટલે કે નદીઓના પ્રવાહોમાં—એવો પાઠ છે. આ પાઠ સ્વીકારવા જેવો છે. વળી तडिल्लेखासु च श्रीषु ને બદલે तडिल्लेखा मततल्लिषु એવો પાઠ છે. એનો અર્થ વિજળીના ઝબકારાનાં કિરણો એવો અર્થ છે.

शार्दूलविक्रीडित

**चेतश्चिन्तय मा रमां सकृदिमामस्थायिनीमास्थया**
**भूपालभ्रुकुटीकुटीविहरणव्यापारपण्याङ्गनाम् ।**
**कन्थाकञ्चुकिनः प्रविश्य भवनद्वाराणि वाराणसी-**
**रथ्यापङ्क्तिषु पाणिपात्रपतितां भिक्षामपेक्षामहे॥६५॥**

હે ચિત્ત, ભૂપાલોની ભ્રુકુટી(ભ્રમર)રૂપ કુટીર(ઝુંપડી) માં જેનો વિહાર છે એવા વ્યાપારવાળી વેશ્યાઓરૂપ, અસ્થિર આ રમા(લક્ષ્મી)નો આસ્થાપૂર્વક કદિપણ વિચાર કર મા; કારણ કે કન્થારૂપ કઞ્ચુકી જેઓએ પેહેરી છે એવા અમે તો વારાણસીની શેરીઓમાં આવેલા મકાનોના દ્વારોમાં પ્રવેશ કરીને અમારા હાથરૂપ પાત્રોમાં પડતી ભિક્ષાની અપેક્ષા રાખીએ છીએ. ૬૫

જેને વૈરાગ્ય થયો છે તે પુરુષ ચિત્તને કહે છે કે આ લક્ષ્મી વેશ્યા જેવી છે; એ વેશ્યાઓ શું કામ કરે છે? તેમના વિહાર એટલે મોજ, આનન્દ રમતરૂપ વ્યાપારનું સ્થાન રાજાઓની ભ્રમરો છે. પોતાનાં રૂપરંગથી, વસ્ત્રાદિ આભૂષણોથી, હાવભાવોથી રાજાઓનું આકર્ષણ કરે છે, રાજાઓની આંખોમાં તેઓ રમે છે; પણ રાજાઓની આંખો કહી, તેથી તેને મહાસ્થાન ના માનીશ; એ ભ્રમરો તે એક ભાંગેલી ઝુંપડી જેવી છે; લક્ષ્મીને વેશ્યા જાણ, અને તે પણ ઝુંપડીમાં ભટકનારી વેશ્યા જાણ; એ વેશ્યા જેમ કોઇને વળગીને રેહેતી નથી, તેમ લક્ષ્મી પણ કોઇને વળગીને રેહેતી નથી, અસ્થિર છે, આજે એકને ત્યાં અને કાલે બીજાને ત્યાં જાય છે; માટે હે ચિત્ત, તું એવી અસ્થિર લક્ષ્મીનું ચિન્તવન કર મા. લક્ષ્મી પ્રાપ્ત કરવાને માટે મેહેનત ના કરો, એમ જો તમે કહો છો, તો આ જગત્માં લક્ષ્મી વિના કાંઈ કામ થતું નથી, પેહેલું તો અન્ન જ ના મળે. એના જવાબમાં કહે છે કે, અન્નની ચિંતા કરવાની નથી. તે તો ફાટેલાંતૂટેલાં કપડાં પહેરીને વારાણસીના રાજમાર્ગોપર આવેલા મોટા મકાનોના દ્વારમાં જઇને ઉભા રહીશું અને ત્યાં હાથ ધરીશું, કે હાથરૂપ પાત્રમાં અન્ન આવી પડશે અને તેવડે દેહને નીભાવવાની અમને આશા છે, માટે વેશ્યા જેવી અસ્થિર લક્ષ્મીની ચિન્તા કરો મા.

તું પૂછીશ કે ભિક્ષા માંગવી તે ફાટેલાંતૂટેલાં કપડાં પેહેરીને શા માટે માંગવી? આજના વખતમાં તો સુધરેલા ભીખારી સુંદર કપડાં પેહેરીને ભીખ માંગે છે, તેઓને માટે આ ખુલાસો છે. પાસે કાંઇ પણ આખું હોય અને ભિક્ષા માંગવી તે દોષ છે.આપણે સર્વનો ત્યાગ કરીને ભિક્ષા માંગવી એ સૂચવવા માટે ફાટેલાંતૂટેલાં કપડાં પેહેરવાનું કહ્યું છે. બીજું, વારાણસીમાં ભિક્ષા માંગવાનું કારણ એ છે કે પ્રવૃત્તિવાળાં ધામોમાં નહિ રેહેવું, પણ પુણ્ય ક્ષેત્રોમાં જઇને રેહેવું અને ત્યાં ભિક્ષા માંગવી એ યોગ્ય છે. એટલે કે મુંબઇ કે અમદાવાદ કે કરાંચી કે કલકત્તામાં રહીને ભિક્ષા માંગવામાં અધર્મ છે. ત્રીજું, રસ્તામાં ઉભા રહીને ભિક્ષા માંગવાને બદલે કહે છે કે પુણ્યક્ષેત્રોના રસ્તાઓપર આવેલાં મકાનોમાં પ્રવેશ કરીને માંગવું, રસ્તામાં ઉભા રહીને માંગવું અને બીજાને હેરાન કરવું એ પણ અધર્મ છે. ચોથું, એમ કહ્યું છે કે, पाणिपात्रपतितां भिक्षां હથેલીમાં કે ખોબામાં ભરાય તેટલુંજ લેઇને ખાવું અને શરીરનો નિભાવ કરવો. આજના, ઝોળી લેઇને ઘેરઘેર ટેહેલ નાંખનારા બ્રાહ્મણો, અને અન્યજનો ભીખ માંગવાનો ધંધો લેઇને અને વારતેહેવારે ઓળખીતાઓ પાસેથી અનાજ, વસ્ત્રાદિ મેળવી સંચય કરનારાઓ પણ અધર્મ કરનારા છે. ઓળખીતાંને કાંઇ પણ આપવું તેમાં, આશ્રિતને આપવામાં તેમ ઓળખીતા પાસેથી મેળવવામાં ધર્મ નથી. તેમાં પણ ધન સંચય કરનારાને આપવું પણ નિરર્થક છે. એથી અત્રે વૈરાગ્યવાદી કહે છે કે અમે તો હથેલીમાં મળે તેટલાંનીજ આશા રાખીએ છીએ, આવતી કાલની ચિંતા કરી અમે સંગ્રહ કરનારા નથી, અમારી ચિંતા તો પ્રભુ કરે છે. पाणिपात्र उदरमात्रपात्रे पतितमश्नीयात् । હથેલીમાં કે ખોબામાં પોતાના એકના પેટ માટે મળેલું હોય તેટલું જ ખાવું, તે વિના પ્રયાસે મેળવવું; ઘેરઘેર ભટકીને કે મંદિરોનાં પગથિયાંપર બેસીને કે રસ્તામાં રખડીને મેળવવું નહિં; પુણ્યક્ષેત્રોમાં મેળવવું અને ત્યાં વસવું. એ ભિક્ષાને માટે શાસ્ત્રોની સંમતિ છે.

भिक्षाहारो निराहारो भिक्षान्नेन प्रतिग्रहः ।<br>
असतो सतोवापि सोमपानं दिने दिने ॥

ભિક્ષાથી સિદ્ધ અન્ન મળે તે લેવું અથવા નિરાહાર પણ ચલાવવું અથવા ભિક્ષામાં પકાવેલું અન્ન મળે તેનો સ્વીકાર કરવો. મળ્યું તો ઠીક ના

મળ્યું તો ઠીક એવી જેની વૃત્તિ હોય તે નિત્ય સોમરસના પાનનું ફળ મેળવે છે. કહે છે કે સાચા સંન્યાસીઓ અમુક પાંચ ઘરમાંથી જે કાંઈ મળે તે પાકું અન્ન લે છે, સર્વ ભેગું કરી નાંખે છે, પાણીમાં તેને બોળી કાહાડીને એક ભાગ ગાયનો, એક ભાગ અગ્નિનો, એક અતિથિનો એમ અલગ કાહાડી જે શેષ રહે તે ખાય છે.

હવે જો તને સર્વદા સંસારરસના અનુભવમાં પ્રીતિ હોય તો તું આ પ્રકારની સામગ્રીમાં પ્રીતિ કર અથવા તો તું ધ્યાનનિષ્ઠ થા એમ કહે છે.

मन्दाक्रान्ता

**अग्रे गीतं सरसकवयः पार्श्वयोर्दाक्षिणात्याः**
**पश्चाल्लीलावलयरणितं चामरग्राहिणीनाम् ।**
**यद्यस्त्येवं कुरु भवरसास्वादने लम्पटत्वं**
**नो चेच्चेतः प्रविश सहसा निर्विकल्पं समाधौ ॥६६॥**

હે ચિત્ત, તારાં સમક્ષ સંગીત (ગાયન વાદનાદિ) ચાલી રહ્યું હોય, તારી બે બાજુ દક્ષિણ દેશના રસવાલા કવિઓ રસની ઝમાવટ કરતા હોય, તારી પાછળ ચામર હલાવતી સ્ત્રીઓની સુંદર બંગડીઓનો ઝીણો રણકો થતો હોય જો આવો પ્રકાર ચાલી રહ્યો હોય તો સંસારમાં જે રસ છે તેનાં આસ્વાદનમાં લંપટતા કરજે; પણ જો તેમ ના હોય તો હે ચિત્ત, એકદમ નિર્વિકલ્પ સમાધિમાં પ્રવેશ કર. ૬૬

વૈરાગ્યવાદી કહે છે કે આલોકમાં બે પ્રકારના રસમાં લમ્પટ થવું સારૂં છે: એક પ્રકારનો રસ તે જ્યાં ગાનતાનનૃત્યાદિ એક બાજુ હોય, બીજી બાજુ વાણીનો રસ વેહેવડાવનારા કવિઓ હોય, અને ત્રીજી બાજુ સુંદર આભૂષણ વાળી સુંદર લલનાઓના આમતેમ ચામરો હલાવતા એવા હાથમાં પેહેરેલી બંગડીઓના અથડામણથી અથવા બંગડીયે બાંધેલી ઘુઘરીઓથી મધુર રણકો થતો હોય તો ત્યાં મળે છે; જો તે ના હોય તો બીજો સર્વોત્તમ રસ નિર્વિકલ્પ સમાધિ ધરવામાં મળે છે. પણ બેમાંથી એક પણ રસ જેમાં મળતો ના હોય ત્યાં તો મિથ્યાજ શ્રમ છે એમ જાણવું.

અને दाक्षिणात्याः सरसकवयः એમ કહ્યું છે તેથી એમ જણાય છે કે, રસને જાણનારા કવિઓ મોટે ભાગે તે સમયે દક્ષિણમાંથી આવતા હતા. બીજું યુવતીઓ ચામરો પકડી રાજાઓની આસપાસ ઉભી રહીને ધીમે ધીમે ફેરવતી તેમ તેઓ વલય—બંગડી કે કંકણ પેહેરતી, અને એ કંકણોને ઘુઘરીયો બાંધવામાં આવતી અને તેથી કર્ણપ્રિય રણકો નીકળતો એ તે સમયની સમૃદ્ધિ અને આબાદી સૂચવે છે.

આમ વિચાર કરતાં કરતાં સંપત્તિની પ્રાપ્તિ, શત્રુપર વિજય વગેરે પણ નિરર્થક છે એ વાત કહે છેઃ

वसन्ततिलका

**प्राप्ताः श्रियः सकलकामदुघास्ततः किं**
**न्यस्तं पदं शिरसि विद्विषतां ततः किम् ।**
**संपादिताः प्रणयिनो विभवैस्ततः किं**
**कल्पस्थितास्तनुभृतां तनवस्ततः किम्* ॥ ६७ ॥**

(હે ચિત્ત,) મનુષ્યોની સકલ કામનાને પૂરનારી શ્રી (લક્ષ્મી) મળી (તો) તેથી શું? (જે મિત્રો નથી તેવા) શત્રુઓનાં મસ્તક પર પગ મૂકયો (તો) તેથી શું? વૈભવોના જોર વડે સ્નેહ રાખનારા (મિત્રો) મેળવ્યા (તો) તેથી શું? અને મનુષ્યોમાં કલ્પો સુધી પહોંચે તેવાં શરીરો મેળવ્યાં (તો) તેથી શું? ૬૭

વૈરાગ્યનો પક્ષપાતી કહે છે કે, ઘણી મેહેનત કરી સર્વકામનાને પૂરે તેવી લક્ષ્મી મળી, અતિશય પરાક્રમ કરીને શત્રુઓને નમાવ્યા, ઘણાં ધનવૈભવના જોરે સ્નેહ કરનારા મિત્રો મેળવ્યા અથવા આપણા પર પ્રેમ રાખનારનો સત્કાર કર્યો અને કલ્પ એટલે લાખો વર્ષ પોહોંચે તેવું

---

*संपादिताને બદલે संमानिता પાઠ છે ત્યાં બહુ માન આપ્યું, સત્કાર કર્યો એવો અર્થ થાય છે.

તીલાંગની પ્રતમાં છેલ્લું ચરણ આ રીતે છેઃ कल्पं स्थितं तनुभृतां तनुभिः તેનો અર્થ આમ કરવો, મનુષ્યોના એના એજ શરીરથી એક કલ્પ પર્યંત જીવ્યા, મરણ આવ્યું નહિં, તો તેથી શું?

મજબુત શરીર પણ મળ્યું, પણ તેથી લાભ શો ? ततः किम् એ દરેક વસ્તુની પ્રાપ્તિ પ્રતિ મૂકીને એ દરેક વસ્તુનું વિનાશીપણું ભારપૂર્વક સૂચવ્યું છે. હેતુ એ છે કે, અનિત્ય, નાશવંત વસ્તુઓ ઘણીયે મળે પણ તેથી કાંઈ આપણું શ્રેય નથી થવાનું; આપણા શ્રેય માટે તો આપણા ત્યાગ, ઈશ્વરચરણમાં એકધ્યાન એ જ છે. પ્રશ્નરૂપે શ્રેયનાં સાધનરૂપ મનાતી આ સર્વ વસ્તુઓનો નિષેધ કર્યો તો બીજું સાધન શ્રેય માટે કયું છે તેના પ્રશ્નમાં નીચેના શ્લોકમાંના ઉત્તરથી ખુલાસો કર્યો છે.

भक्तिर्भवे मरणजन्मभयं हृदिस्थं
स्नेहो न बन्धुषु न मन्मथजा विकाराः ।
संसर्गदोषरहिता विजना वनान्ता
वैराग्यमस्ति किमितः परमर्थनीयम् ॥ ६८ ॥

**હે ચિત્ત, ભવ(શંકર)માં ભક્તિ રાખ; મરણ અને જન્મનો ભય હૃદયમાં રાખ; બન્ધુઓમાં સ્નેહ ના કર; કામથી થતા વિકારોને ના રાખ; સંસર્ગના દોષથી રહિત નિર્જન વનપ્રદેશો છે, ત્યાં વૈરાગ્ય મળે છે (તો) તેનાથી વિશેષ ઇચ્છવા જેવું શું છે? ૬૮**

આગળના શ્લોકમાં પૂછયું કે અમુક મળ્યું તો તેથી શું વળ્યું? ઉત્તરમાં કહો કે કાંઇ જ નહિં. પણ પ્રતિવાદી કહે છે કે એમ કહીને અટકો ના, શ્રેયનું સાધન બતાવો. તેથી વાત કહે છે કે, શ્રેયનું સાધન ભક્તિ છે, માટે તું શંકરમાં ભક્તિ રાખ. વળી તે કહે છે કે જગત્ નાશવંત છે, તેમાં દુઃખ છે, લાભ નથી એ વાર્તા ભૂલી ના જવા માટે તું તારા અંતરમાં મરણ અને જન્મનો ભય સ્થિર રાખજે, તે વાત ભૂલતો ના. બીજું નિષેધાત્મક એ છે કે પુત્ર, મિત્ર, સ્ત્રી, ભાઇ આદિમાં સ્નેહભાવ કરતો ના, તેમ જ કામના વિકારોમાં પણ સ્નેહભાવ ના કરતો, કારણ કે તે સર્વ શંભુની ભક્તિ કરવામાં અંતરાયરૂપ છે. પ્રથમ કરવાની બે વસ્તુઓ કહી, પછી ત્યાગવાની બે વસ્તુઓ કહી અને વળી પાછી પ્રથમ કરવાની જે વસ્તુ કહી તે કયાં કરવી તે માટે કહે છે કે संसर्गात्संजायते कामः । કામ સંસર્ગથી જન્મે છે, માટે નિર્જન વનપ્રદેશો એવા છે કે જ્યાં કામક્રોધાદિના પ્રસંગો આવતા નથી, માટે ત્યાં જવું. ત્યાં નાશ-

વંત પદાર્થો માટે વૈરાગ્ય અને નિત્ય શંભુચરણ માટે ભક્તિ મળે છે અને તેથી શ્રેય થાય છે.

જે માણસનું મન બ્રહ્મમાં લાગી રહ્યું છે તેને મન ત્રણ ભુવનનું આધિપત્ય વગેરે સર્વ તુચ્છ જ લાગે છે તે દર્શાવવા ઉપસંહાર કરે છે કે,

**तस्मादनन्तमजरं परमं विकासि**
**तद्ब्रह्म चिन्तय किमेभिरसद्विकल्पैः ।**
**यस्यानुषङ्गिण इमे भुवनाधिपत्य-**
**भोगादयः कृपणलोकमता भवन्ति ॥ ६९ ॥**

તેટલાં માટે હે ચિત્ત, તું અનન્ત, અજર, પરમ (શ્રેષ્ઠ) અને પ્રકાશરૂપ (અથવા સર્વવ્યાપી) એવા બ્રહ્મનું ચિન્તન કર; આ બીજા ખોટા વિકલ્પો(ચિંતન)થી શો લાભ છે? (એ બ્રહ્મનું ચિંતન કર કે) જેના અનુષઙ્ગિઓને આ ભુવન સ્વર્ગાદિના આધિપત્ય અને ત્યાંના સુખભોગાદિ કૃપણ (બ્રહ્મવિચારહીન) લોકો માટે યોગ્ય લાગે છે. ૬૯

વૈરાગ્ય એજ એક પરમ અર્થ છે, બ્રહ્મનું ચિંતવન એજ એક પરમ અર્થ છે, તે કોઇપણ પ્રકારના સંગથી રહિત એવા નિર્જન એકાન્ત વનોમાં જઇ ભક્તિ કર્યાથી મળે છે એ સિદ્ધ કરવાનો હેતુ છે. પ્રતિવાદી જો બ્રહ્મનું મહત્ત્વ જાણવા માંગે તો, તે માટે કહે છે કે, બ્રહ્મ અનન્ત છે, દિશાઓ અને કાલાદિથી માપી ના શકાય તેવો છે; બ્રહ્મનો જન્મ નથી તેમ ક્ષય પણ નથી; બ્રહ્મ સર્વથી ઉત્કૃષ્ટ છે, તે સર્વત્ર પ્રકાશે છે, સર્વત્ર વ્યાપક છે, તેના વિનાનું કોઇ સ્થાન નથી, જે બ્રહ્મ અવિનાશી છે તેની પ્રાપ્તિ માટે મંથન કરવું ઇષ્ટ છે; બીજાં નાશવંત પદાર્થોનું ચિંતવન કરવામાં કાળનો ક્ષય થાય છે. ઇન્દ્રનો સ્વર્ગલોક, બ્રહ્માનો લોક, શિવનો લોક, ધર્મનો લોક એ સર્વ લોકમાં ગયા, ત્યાંનું આધિપત્ય મળ્યું, ત્યાંના વૈભવો ભોગવ્યા, પણ ગીતા કહે છે કે, ત્યાં પુણ્યકર્મનો ક્ષય થતાં પાછો આલોકમાં જન્મ લેવો પડે છે; માટે એવાં સ્થાનપર જવાને મંથન કરવું કે જ્યાં ગયા પછી પાછા અવાય નહિં, જ્યાં જઇએ એટલે અન્ય સર્વ સ્વયં મળે. જેઓ આ તત્ત્વને સમજતા નથી તેઓ ખરેખરા કૃપણ એટલે અજ્ઞાન છે. જેઓ तत्त्वमसि

એ રહસ્ય સમજ્યા છે, જેઓ બ્રહ્મમય થયા છે તેઓને અન્ય સર્વ તુચ્છ લાગે છે, કારણ કે, તેઓ જાણે છે કે મુખ્ય વસ્તુમાં સર્વ ગૌણ વસ્તુનો અંતર્ભાવ છે. મુખ્ય વસ્તુ મળી એટલે તેની સાથે લાગેલી ગૌણ વસ્તુઓ આપોઆપ આવી મળે છે. જેઓનું મન ગૌણ વસ્તુઓમાં લાગ્યું છે તેઓનો મોક્ષ તેટલેથી જ અટકે છે, એટલે કે તે પૂર્ણ મોક્ષની ચિન્તા કરતો નથી, ત્યારે સર્વોત્કૃષ્ટ સ્થાને જવાની ઇચ્છા કરનાર પૂર્ણ મોક્ષ મેળવે છે. तत् त्वम् असि એ મહાવાક્યનું રહસ્ય ભારે છે. અજ્ઞાન મનુષ્ય પોતાની નાની વસ્તુને મોટી માને છે, કારણ કે સોબત તેવી અસર. મોટાની એટલે કે પરમ બ્રહ્મની સોબત કરનારા કહે છે કે બ્રહ્મ-પ્રાપ્તિમાં આખા વિશ્વનાં રાજ્યની લક્ષ્મીનો અંતર્ભાવ છે. બાળકને કહ્યું કે, ભાઈ, તું ગુડૂચી ગળથુથી પી, તું એથી મોટો થઇશ. પણ ગુડૂચી ના પીએ તો શું મોટો ના થશે? થશે. ગુડૂચી પીવડાવાનું કારણ તો એજ કે તેની શકિત વધે, વાસ્તવ મોટા થવાની સાથે જ શક્તિ આવવાની છે અને શક્તિ સાથે સ્વયં મોટા પણ થવાય છે. તેમ બ્રહ્મની પ્રાપ્તિ સાથે જ અન્ય સર્વ સ્વયં મળશે એમ સમજી મોટી વસ્તુ-બ્રહ્મપ્રાપ્તિ-તેની જ અપેક્ષા કરો. બીજી વસ્તુઓ ભીખારીને, કંજુસીઆને, અજ્ઞાની-ઓને મોટી લાગે છે. વાદી તેથી મનને એમ સંબોધે છે કે, મને માત્ર બ્રહ્મપ્રાપ્તિ માટે અપેક્ષા છે.

આજ વાર્તા બીજી રીતિએ મનને સંબોધીને સમજાવે છે.

**पातालमाविशसि यासि नभो विलङ्घ्य**
**दिङ्मण्डलं भ्रमसि मानस चापलेन ॥**
**भ्रान्त्यापि जातु विमलं कथमात्मनीनं**
**न ब्रह्म संस्मरसि निर्वृतिमेषि येन ॥ ७० ॥**

હે મન, તું ચંચળતાને લીધે પાતાલમાં પેસે છે, આકાશને ઉલ્લંઘીને જાય છે, અને દશ દિશાઓના મણ્ડ-લમાં ભટકે છે (દોડે છે); પરંતુ (વીવેકથી નહિં તો) ભ્રાન્તિથી પણ તું કયારેય નિર્મળ, સુખસ્વરૂપ બ્રહ્મને કેમ સ્મરતું નથી, કે જેના વડે તને નિવૃત્તિ મળે છે. ૭૦

મન ઘણું બળવાન છે, તે ઘણું ચંચલ છે. અર્જુને પણ શ્રીકૃષ્ણને તેજ કહ્યું કે મારૂં મન ચંચલ છે. ત્યારે વૈરાગ્યવાદી બ્રહ્મનો ઉપાસક કહે છે કે તારૂં મન બહુ બળવાન્ છે તે વાત ખરી. તે ઉંડામાં ઉંડા પાતાલમાં પ્રવેશ કરી શકે છે, ઉંચામાં ઉંચા આકાશને ઉલ્લંઘી જાય છે. દશે દિશાઓનાં મંડળમાં દોડાદોડી કરે છે, એટલું બધું ચંચલ છે તે વાત પ્રથમ સૂચવે છે, પણ તેથી લાભ શો થયો? કાંઇજ નહિ. ઘણું બળવાન મન હોય, છતાં તે બ્રહ્મને વશ નથી કરી શકતું. માટે પરમ બ્રહ્મ વધારે બળવાન છે. તે સૂચવનાને પ્રશ્ન છે કે, તું આટલું બધું ભટક્યા પછી નિર્મળ, સુખસ્વરૂપ આનંદસ્વરૂપ એવું બ્રહ્મ, જે બ્રહ્મ પોતાના આત્મામાંજ રહેલું છે તે બ્રહ્મનું કેમ સ્મરણ કરતું નથી? મનની એજ નિર્બળતા છે કે, બાહાર પાતાળ અને દશ દિશાઓમાં ભટકે છે, પણ જે બ્રહ્મ પોતાના જ આત્મામાં છે તેનું ધ્યાન ધરતું નથી, તેમાં સ્થિર થઇ શકતું નથી કે જે બ્રહ્મ સર્વશક્તિવાન છે, કે જે બ્રહ્મ જરા પણ સ્મરણ માત્રથી અદ્ભુત આનન્દ આપે છે. માટે હે મન, ચિન્તન કરવા જેવું, સ્મરણ કરવા જેવું તો બ્રહ્મ જ છે.

हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः ।
अनिच्छयापि संस्पृष्टो दहत्येव हि पावकः ॥

દુષ્ટચિત્તવાળાઓ પણ જો હરિનું સ્મરણ કરે તો તે સર્વ પાપોને હરી લે છે, તો પછી શુદ્ધ ચિત્તવાળા તેનું સ્મરણ કરે તો શું ના થઇ શકે? અગ્નિને ઇચ્છા વિના એટલે અજાણ્યે પણ સ્પર્શ કરીએ તો તે બાળે છે, તેમ હરિનાં નામ સ્મરણનું બળ એટલું બધું છે કે ઇચ્છા વિના, દુષ્ટજનો તેનાં નામનું સ્મરણ કરે તો પાપોનો નાશ થાય છે, માટે હરિનાં નામનું સ્મરણ તો કોઇપણ રીતે માણસે કરવુંજ ઘટે છે.

આ સીત્તેરમા શ્લોકમાં હરિનાં નામ સ્મરણના મહિમા અને હરિની શક્તિ અને મનની નિર્બળતા સાદા શબ્દોમાં ઘણી સારી રીતે સમજાવી છે. શતકની લોકપ્રિયતા એથીજ છે. શતકમાં શબ્દેશબ્દે રસ ઝરે છે, અને રસ એજ બ્રહ્મ છે, માટે શતકનો અભ્યાસ કરો.

ઇતિ શ્રીવૈરાગ્યશતકમાં મનને સંબોધીને તેના નિયમનનો ઉપાય એ નામનું સાતમું દશક સંપૂર્ણ થયું.



# નિત્યાનિત્યવસ્તુવિચાર

વૈરાગ્યની સિદ્ધિ માટે આ શતકના પેહેલા દશકમાં તૃષ્ણાના દોષો વર્ણવ્યા, બીજા દશકમાં વિષયોના સંપૂર્ણ ત્યાગની મેહેનત જણાવી, ત્રીજા દશકમાં કોઇની પાસે હાથ ધરવામાં રહેલી દીનતાનું દૂષણ કહ્યું, ચોથા દશકમાં ભોગના વિષયોની અસ્થિરતા સિદ્ધ કરી, પાંચમા દશકમાં કાલ ભગવાનનો મહિમા ગાયો, છઠ્ઠા દશકમાં એક યતિ અને રાજાનો સંવાદ સંભળાવી; અને તેમાં રાજસત્તા કરતાં એક ત્યાગી અને સંયમીની સત્તાની શ્રેષ્ઠતા બતાવી; સાતમા દશકમાં મનને ઉદ્દેશીને તેને નિયમમાં રાખવાનો ઉપદેશ કર્યો અને હવે આ આઠમાં દશકમાં નિત્ય અને અનિત્ય વસ્તુઓનો વિચાર કરવામાં આવે છે. અને નિત્ય વસ્તુ તે પ્રભુનું જ્ઞાન, આત્મા ને પરમાત્મા સાથેની એકતા કરવામાં છે એ સિદ્ધ કરી છે.

વૈરાગ્યનો પક્ષ વાદીનો છે. તેણે કહ્યું કે વેદનું અધ્યયન, સ્મૃતિઓનું અવલોકન, શાસ્ત્રોનું પઠનપાઠન અને પુરાણોનાં શ્રવણાદિથી કોઇ પણ પ્રકારનો લાભ નથી. પણ વિચાર, શ્રવણ, મનન, નિદિધ્યાસન આદિથી એક લાભ તો છેજ, તે લાભ આત્માનુભવનો છે અને તેથી તે જનસમાજને ઉદ્દેશીને કહે છે કે,

शार्दूलविक्रीडित

**किं वेदैः स्मृतिभिः पुराणपठनैः शास्त्रैर्महाविस्तरैः**
**स्वर्गग्रामकुटीनिवासफलदैः कर्मक्रियाविभ्रमैः ॥**
**मुक्त्वैकं भवदुःखभार*रचनाविध्वंसकालानलं**
**स्वात्मानन्दपदप्रवेशकलनं शेषैर्वणिग्वृत्तिभिः ॥ ७१ ॥**

વેદોથી લાભ શો ? સ્મૃતિઓથી, પુરાણોનાં પઠનોથી, મોટાં વિસ્તારવાળાં શાસ્ત્રોથી, સ્વર્ગવાસ કે ગ્રામવાસ કે

---

* ૭૧ માં શ્લોકના ત્રીજા ચરણમાં भवदुःखभाररचना ને બદલે भवबन्धदुःखरचना સંસારબન્ધનાં દુઃખોની રચના એવો પાઠ છે. ચોથા ચરણમાં शेषैर्वणिग्वृत्तिभिः ને બદલે शेषा वणिग्वृत्तयः બીજી વણિક્ વૃત્તિઓ. એવો પાઠ છે.

ઝુંપડાંનો વાસ એ રૂપ ફળ આપનાર કર્મોના વ્યાપાર અને ધામધૂમથી લાભ શો? આ ભવના દુઃખોના ભારની રચનાનો નાશ કરવામાં જે કાલાનલ રૂપ છે અને જે સ્વાત્માનન્દના સ્થાનમાં પ્રવેશ કરાવે છે એવા મુખ્ય (આત્મજ્ઞાન)ને છોડીને બીજા વણિકવૃત્તિ(સોદો કરવાની વૃત્તિ)વાળાં કર્મોથી લાભ શો છે? ૭૧

કોઇ કહે કે હું ઋક્, યજુષ્, સામ અને અથર્વ એવા ચાર વેદો ભણ્યો છું; કોઇ કહે કે મેં મનુ, યાજ્ઞવલ્ક્ય, પારાશર, નારદ આદિ અઢાર સ્મૃતિઓ અને બીજી કુડીબંધ ઉપસ્મૃતિઓનું અવલોકન કર્યું છે; કોઇ કહે છે કે મેં ભાગવતાદિ અઢાર મુખ્ય પુરાણો અને બીજાં ઉપ-પુરાણોનું પઠનપાઠન કર્યું છે; કોઇ કહે કે મેં ન્યાય, વ્યાકરણાદિ છ દર્શન શાસ્ત્રોનો સાદ્યંત અભ્યાસ કર્યો છે; કોઇ કહે કે સ્વર્ગવાસ કરાવે તેવાં ક્ષત્રિઓને ઉચિત, આલોકમાં મોટાં નગરોમાં વાસ કરવાનું મળે તેવાં વૈશ્યોને ઉચિત અને વનમાં ઝુંપડીમાં શાંતિમાં વાસ કરાવે તેવાં બ્રાહ્મણોને ઉચિત સર્વ પુણ્ય કર્મો ખૂબ કર્યાં છે, સ્નાન, સંધ્યા, વન્દના; ઉપાસના, યજ્ઞાદિ કર્મો કર્યાં છે; ધર્મયુદ્ધ કર્યાં છે, તળાવાદિ ખોદાવ્યાં, ધર્મશાળા બંધાવી, રસ્તાઓ બંધાવ્યાં, વૃક્ષો રોપાવ્યાં, પરબો મંડાવી છે. આમ દરેક કહેનારને વૈરાગ્યવાદી કહે છે કે તેથી લાભ શો છે? આ સર્વ કર્મો વાણિયાના પૈસા લેઇને માલ આપવો અને માલ લેઇને પૈસા આપવા તે સોદા કરવાના કર્મો જેવા છે; એવી બાજારુ વૃત્તિથી કાંઈ લાભ નથી. વેદાધ્યયન, સ્મૃતિઓનું અવલોકન, પુરાણોનું પઠનપાઠન, છ દર્શન શાસ્ત્રોનો અભ્યાસ અને સ્વર્ગવાસ, નગરવાસ કે કુટિરવાસ કરાવનારાં કર્મોની વાત ઠીક છે, પણ તે સર્વે એકડા વિનાના મીંડાં જેવાં. તમો કહેશો કે તે એકડો કયો છે? તો હું કહું છું કે, આ ભવ જેમાં ઉત્પત્તિ,સ્થિતિ અને લયરૂપ પ્રપંચથી થતાં દુઃખોનો ભાર આવેલો છે. એ ભારનો નાશ કરનાર એક કાલાનલ અથવા પ્રલયાગ્નિ છે. એ કાલાનલ તે આત્મજ્ઞાન. સ્વાત્માનન્દનું સ્થાન જે પરબ્રહ્મ તેમાં પ્રવેશ કરાવવા સમર્થ એટલે આત્મસુખનો અનુભવ કરાવા સમર્થ જે આત્મા વિષેનું યથાર્થ જ્ઞાન, એ જ એક એકડો છે. એ આત્મજ્ઞાન નિરપેક્ષ હોવું

જોઇએ, એમાં કોઈ સોદાની આપલેની વાત નથી. તે જ્ઞાન વિના બીજું સર્વ જ્ઞાન મળે તોપણ કાંઇ લાભ નથી, કારણ કે અન્ય સર્વ કર્મોને જન્મ સ્થિતિ અને લયનો કાયદો લાગુ પડે છે. માટે એ જ એક બ્રહ્મજ્ઞાન સંપાદનીય વસ્તુ છે. બીજી સર્વ વસ્તુઓ અનિત્ય અને નાશવંત છે, માટે નકામી છે.

આ નિરપેક્ષ બ્રહ્મજ્ઞાન વિના બીજી સર્વ વસ્તુઓ અનિત્ય છે એમ વૈરાગ્યવાદી કહે છે:

शिखरिणी

**यतो मेरुः श्रीमान्निपतति युगान्ताग्निवलितः†**
**समुद्राः शुष्यन्ति प्रचुरमकरग्राहनिलयाः ॥**
**धरा गच्छत्यन्तं धरणिधरपादैरपि धृता**
**शरीरे का वार्ता करिकलभकर्णाग्रचपले ॥ ७२ ॥**

શ્રી એટલે સર્વ પ્રકારની સંપત્તિવાળો મેરુ યુગાન્તના અગ્નિથી વિંટાઇ નાશ પામે છે; મોટાં માછલાં અને મઘરોને આશ્રય આપનાર સમુદ્રો સૂકાઇ જાય છે; મોટા પર્વતોના પગો વડે ધારણ કરાયેલી છે છતાં પૃથ્વીનો અંત આવે છે તો પછી એક હાથીનાં બચ્ચાંના કાનના અગ્રભાગના જેવા ચપલ શરીરની શી વાત કરવી? ૭૨

વૈરાગ્યવાદી કહે છે કે, તમારી લોકોક્તિ એવી છે કે મેરુપર્વતપર સર્વ પ્રકારની મણિ હીરા પન્ના માણેક સોનું ચાંદી આદિ સંપત્તિ છે અને તેથી તેને શ્રીમાન્ એટલે કે શ્રીવાળો, સંપત્તિવાળો કહે છે; પણ આવો શ્રીમાન્ મેરુ પર્વત પણ યુગાન્તના અગ્નિથી વિંટાયેલો છે અને તેનું પતન થાય છે, તેનો નાશ થાય છે; બીજો દાખલો સમુદ્રનો જુઓ, મોટાં માછલાં અને મઘરોનાં નિવાસનું સ્થાન સમુદ્રો છે છતાં તેઓ સૂકાઇ જાય છે; તેમ ત્રીજો દાખલો જુઓ, હિમાલય વગેરે મોટા મોટા

---

† ૭૫ મા શ્લોકમાં युगान्ताग्निवलितः ને બદલે युगान्ताग्निनिहतः પ્રલય કાલના અગ્નિથી હણાએલો એવો પાઠ છે. यतो ને બદલે यदा પાઠ છે.

પર્વતો પૃથ્વીને ઉપાડી રાખે છે એવી તમારી કલ્પના છે તે પૃથ્વીનો પણ નાશ થાય છે; તો હવે વિચાર કરો કે તમારાં શરીરનો, હાથીનાં કાનો કદિ સ્થિર હોતાં નથી–તેમાં એક હાથીનાં બચ્ચાંના કાન વધારે કુમળાં અને અસ્થિર હોય છે, હાલ હાલ થયાં જ કરે છે–એવા કાનોનાં જેટલું અસ્થિર આ માણસશરીર છે. પૃથ્વી આદિ મહાન્ વસ્તુઓનો જ નાશ છે, લાંબો કાળ રહ્યા છતાં તેમની સ્થિરતા નથી, તો એ પૃથ્વીપર રહેનારાની સ્થિરતા કેમ સંભવે? એ પૃથ્વી કરતાં વધારે અસ્થિર શરીરવાળાની સ્થિરતા કેમ સંભવે? માણસ તો પૃથ્વીને મૂકીને ચાલી જાય છે. गजा यत्र न गण्यन्ते मशकानां तु का कथा ? જ્યાં હાથીનો હીસાબ નથી ત્યાં મગતરાંની શી વાત કરવી! અત્રે કલભ શબ્દ હાથીનાં બચ્ચાંનો વાચક છે એટલે કરી શબ્દની પુનરુક્તિ જેવું છે, પણ विशेषप्रतिपत्तिहेतोर्वैशेष्यप्रतीत्यर्थत्वाद् આ નિયમે પુનરુક્તિ માનવાની નથી. વળી જે કારણથી મેરુનો પ્રલયાગ્નિ નાશ કરે છે તેજ કારણથી સમુદ્રોનો અને પૃથ્વીઓનો પણ પ્રલયાગ્નિ નાશ કરે છે અને તેજ કારણ માનવ શરીરને લાગુ પડે છે.

હવેના બે શ્લોકોમાં મનુષ્યોની ખરાબ દશા વૃદ્ધાવસ્થાથી થાય છે તે કહેવામાં આવે છે.

शार्दूलविक्रीडित

**गात्रं संकुचितं गतिर्विगलिता भ्रष्टा च दन्तावलि-**
**र्दृष्टिर्नश्यति वर्धते बधिरता वक्त्रं च लालायते ॥**
**वाक्यं नाद्रियते च बान्धवजनो भार्या न शुश्रूषते**
**हा कष्टं पुरुषस्य जीर्णवयसः पुत्रोऽप्यमित्रायते ॥ ७३ ॥**

ગાત્રો સંકોચાતાં જાય છે; ગતિ જતી રહે છે; અને દાંતોની હાર તૂટી જાય છે; દૃષ્ટિ નાશ પામે છે; બેહેરાપણું વધે છે; અને મુખમાં લાળ ગળે છે; અને બાન્ધવ જનો કહેલું માનતા નથી અને ભાર્યા સેવા કરતી નથી; અરેરે વૃદ્ધાવસ્થાવાળા પુરુષનું દુઃખ એવું છે કે દીકરો પણ વિરોધી બને છે. ૭૩.

આ શ્લોકમાં માણસની શારીરિક અને માનસિક દુરવસ્થા વૃદ્ધાવસ્થાથી થાય છે તેનું સુંદર વર્ણન છે. પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો દ્વારા ભોગવાતા સુખોમાં ખામી કેમ આવે છે તે અત્રે બતાવ્યું છે. ચામડી સૂકાઈ જાય એટલે ગાત્રો સંકુચિત થાય એટલે સ્પર્શનું સુખ ના મળે; ચાલવાની ગતિ મંદ પડે એટલે ફરવા હરવાનું જતું રહે; દાંતોની હાર તૂટવા માંડે એટલે મુખનું સૌન્દર્ય કમી થાય તેમ ખાવાપીવાનો આનંદ કમી થાય, ચવાય નહિં; આંખોનું તેજ કમી થાય એટલે દૂરની વસ્તુઓ બરાબર જણાય નહિ, રંગ અને રૂપ પરખાય નહિં; બેહેરાપણું વધે એટલે શબ્દોનું શ્રવણમાધુર્ય બગડે; મોઢામાં લાળ આવ્યા કરે એટલે ફીકુંફીકું લાગે, જીભનો રસ આપવાનો ગુણ ઘટે; વળી બન્ધુજનોને કાંઈ બોલીએ તે રુચે નહિ. કોઇ કહેશે કે સ્ત્રીપુત્ર તો છે. પણ કવિ કહે છે કે ભાર્યા પણ સેવા કરવાની ઇચ્છા કરતી નથી. કહેશે કે ભાર્યા પારકીજણી, ભલે મોટી ઉમર હોય તો શું થયું? પણ ત્યારે કહે છે કે પેટનો દીકરો પણ અમિત્રની પેઠે વર્તે છે, કહ્યું સાંભળતો નથી. વૃદ્ધાવસ્થાનું આ દુઃખ ખરે ઘણું મોટું છે.

જાણે વૈરાગ્ય માત્ર પુરુષને હોય અને સ્ત્રીને માટે હોય જ નહિં તેમ અત્રે વૃદ્ધ પુરુષની ભાર્યા સેવા કરતી નથી, એવી ફરિયાદ કરે છે. પરંતુ શું ભાર્યા એમ ના કહે કે મારી કોઇ સેવા કરતું નથી? કહેજ. અત્રે સ્ત્રી પુરુષ ઉભયને માટે અરસપરસ દોષ સમજવાના છે. યોગીન્દ્ર ભર્તૃહરી એકપક્ષે કહે તે સંભવતું નથી.

वसन्ततिलकम्

**वर्णं सितं झटिति वीक्ष्य शिरोरुहाणां**
**स्थानं जरापरिभवस्य तदा पुमांसम् ॥**
**आरोपितास्थिशतकं परिहृत्य यान्ति**
**चण्डालकूपमिव दूरतरं तरुण्यः ॥ ७४ ॥**

તરુણી સ્ત્રીઓ કોઇના કેશોનો રંગ સફેદ એકાએક જુએ છે તેવીજ બુઢાપાને લીધે અવમાનનું સ્થાન બનેલા અને જે હાડકાં પેહેર્યાં હોય તેવા દેખાતા તે પુરુષને ચણ્ડાલનો કૂવો તે હોય તેમ, છોડીને વધારે દૂર જતી રહે છે. ૭૪

ભર્તૃહરિના સમયમાં ચણ્ડાલોના કૂવા સમીપ ન જવાનો રિવાજ હશે તેથી તેની ઉપમા વૃદ્ધ મર્દને આપી છે. ૭૩ મા શ્લોકમાં ભાર્યા વૃદ્ધની સેવા કરવાની ઇચ્છા કરતી નથી એમ કહ્યું છે. જો ભાર્યા વૃદ્ધની સેવા ના કરે તો પછી તરુણીઓ તો વૃદ્ધથી સો ગાઉ દૂર ભાગે તેમાં નવાઇ હોયજ નહિં. પણ જેમ વૃદ્ધ મર્દની સાથે ભાર્યા અને તરુણી વર્તે છે તેમ વૃદ્ધા સ્ત્રીની સાથે ઉમ્મરે પોંહોચેલો મર્દ અને તરુણ પણ વર્તે છે તે ભૂલવા જેવું નથી. ગાત્રો સૂકાય, દાંત પડી જાય, નેત્રોનું તેજ ઘટે, બેહેરાપણું આવે, લાળ ગળે, સ્તનો લબોતરાં કે કોથળી જેવાં થાય, બન્ધુજનોને ડોસીનું કેહેવું રુચે નહિં, દીકરી દીકરા સાંભળે નહિં, તેના શ્વેત પલિયાં જોવામાં આવે, હાડપિંજર જેવી દેખાય તો મર્દ પણ દૂરજ ભાગે એટલે સ્ત્રી અને પુરુષ સર્વને આ શ્લોકો લાગુ પડે છે. જો એકલા પુરુષો માટે જ શ્લોકાર્થ સમજીએ તો પછી જાણે સ્ત્રીઓ નિર્દય હોય તેમ કહેવું પડે, પણ ભર્તૃહરિ તેમ કહે નહિં.

બીજી પ્રતમાં आरोपितास्थिशतकं ને બદલે आरोपितास्थिशकलं એવો પાઠ છે. તેનો અર્થ એવો કરવો કે હાડકાં આરોપેલો—ચઢાવેલો કકડો.

આ રીતે વૃદ્ધાવસ્થા કેવી દુઃખકારક છે એ દર્શાવ્યું તેથી એવું સમજાશે કે એ અવસ્થા પ્રાપ્ત થાય તે પૂર્વે શ્રેયપ્રાપ્તિ માટે પ્રયાસ કરવો ઠીક છે, બીજી વેળા નહિં, તે માટે આ દાખલો છે,

शार्दूलविक्रीडित

**यावत्स्वस्थमिदं शरीरमरुजं यावज्जरा दूरतो**
**यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत्क्षयो नायुषः ।**
**आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महा-**
**न्संदीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥७५॥**

જ્યાં સૂધી આ શરીર સ્વસ્થ (પીડારહિત) હોય, જ્યાં સૂધી શરીરમાં રોગ ન હોય, જ્યાં સૂધી વૃદ્ધાવસ્થા દૂર હોય, જ્યાં સૂધી સર્વ કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોની શક્તિ અખણ્ડ રહી હોય, જ્યાં સૂધી આયુષને ક્ષય લાગુ પડ્યો ન હોય, ત્યાં સૂધીમાં જ આત્માના

**શ્રેય માટે સમજુ પુરુષે મોટામોટા પ્રયત્નો કરી લેવા જોઇએ. કારણ કે જ્યારે ઘર સળગી ઉઠ્યું હોય ત્યારે કૂવો ખોદવા માટેનો ઉદ્યમ કેવો ગણાય? ૭૫**

જેમ આગ લાગે ત્યારે કૂવો ખોદવાનું શરૂ કર્યાથી લાભ નહિં તેમ વૃદ્ધાવસ્થા આવી લાગી હોય, શરીરમાં રોગે પ્રવેશ કર્યો હોય, શક્તિઓ ઓછી થતી હોય ત્યારે ઈશ્વર સંબંધી જ્ઞાન મેળવવા બેસીએ, વૈરાગ્ય લેઇને તપ કરવા બેસીએ તેથી પણ કાંઇ લાભ નથી. જેમ કૂવો ખોદાય અને પાણી કાઢીયે તેટલાંમાં સળગવા માંડેલું ઘર બળી જાય તેમ વૃદ્ધાવસ્થામાં કરેલા પ્રયાસો ફળ આપે તે પૂર્વે જ મરણ થઈ જાય, માટે શ્રેયના પ્રયાસો વૃદ્ધાવસ્થા આવે તે પૂર્વે જ કરી લેવા.

તપશ્ચરણાદિ ઘણાં કરવાનાં છે એમ માનીને કેટલાકો પછી ઉત્તરાવસ્થામાં તપ સંપાદન કરવા યોગ્ય છે એમ નિશ્ચય કરે છે. આ મુદ્દાની ચર્ચા હવે પછીના બે શ્લોકોમાં કરી છે.

शिखरिणी

**तपस्यन्तः सन्तः किमधिनिवसामः सुरनदीं**
**गुणोदारान्दारानुत परिचरामः सविनयम् ।**
**पिबामः शास्त्रौघानुत विविधकाव्यामृतरसा-**
**न्विद्मः किं कुर्मः कतिपयनिमेषायुषि जने ॥ ७६ ॥**

**તપ કરતાં કરતાં શું અમારે સુરનદી(ગંગા)ને કીનારે જઇ નિવાસ કરવો? કે સદ્ગુણો વડે શોભતી દારાઓ સાથે અમારે વિનય સહિત પરિચય કરવો? કે નાના પ્રકારના કાવ્યરૂપ અમૃતરસો કે શાસ્ત્રોના પ્રવાહોનું પાન કરવું? અમને કંઇ સમજ પડતી નથી, કે જ્યારે અમો માણસનું આયુષ્ય થોડાક નિમેષનું છે ત્યારે અમારે શું કરવું? ૭૬**

જ્ઞાનનો પ્રદેશ ઘણો વિશાળ છે. માણસને એ વિશાળ પ્રદેશમાં કયું જ્ઞાન મેળવવા યોગ્ય છે, કયું કર્મ કરવા યોગ્ય છે એનો કાંઈ નિશ્ચય નથી, અને તેથી તે ફરિયાદ કરે છે કે આયુષ્ય તો અલ્પ છે અને

સર્વશાસ્ત્રનિષ્ણાત થવાનો, સર્વકળાકૌશલ્ય મેળવવાનો લોભ છે એટલે તે અકળાય છે. તેને સર્વ પ્રાપ્ત કરવા યોગ્ય લાગે છે અને તે કહે છે કે જો વૃદ્ધાવસ્થા આવે તે પૂર્વે હું જ્ઞાનવૈરાગ્ય–તપાદિનો લોભ કરીશ તો સદ્ગુણી સ્ત્રીઓનો પરિચય કર્યાથી રહી જઇશ. વળી તે કહે છે કે જો શાસ્ત્રોના પ્રવાહોનું પાન કરવા બેસીશ તો નાના પ્રકારના કાવ્યોમાં જે અમૃતરસ ભરેલા છે તે પીધા વિના રહી જઈશ. અર્થાત્ કે જાણે લાંબું આયુષ્ય હોય તો સર્વ થઈ શકે. પરમેશ્વરે આયુષ્ય થોડું આપ્યું તેમાં દોષ તેનો છે, કારણ કે અમને સમય મળતો નથી.

હવે સમય નથી તો શું થયું? આજ નિશ્ચય માની લો:

शिखरिणी

**दुराराध्याश्चामी तुरगचलचित्ताः क्षितिभुजो**
**वयं च स्थूलेच्छाः सुमहति फले बद्धमनसः ।**
**जरा देहं मृत्युर्हरति दयितं जीवितमिदं**
**सखे नान्यच्छ्रेयो जगति विदुषोऽन्यत्र तपसः ॥७७॥**

**જેમનાં ચિત્તો ઉત્તમ અશ્વોના જેવા ચંચલ છે એવા આ રાજાઓ(સત્તાધીશો) મહાદુઃખે પ્રસન્નકરી શકાય તેવા છે. અને ઘણી મોટી ઇચ્છાવાળા એવા અમે ઘણા મોટા ફલની પ્રાપ્તિમાં ચિત્ત લગાડ્યું છે.હવે આ વૃદ્ધાવસ્થા દેહને હરે છે અને મૃત્યુ આ પ્રિયતમ જીવન (પ્રાણ)ને હરે છે એટલાં માટે હે મિત્ર, આ જગતમાં સમજુ માણસને તો તપ જ કરવાનું છે, બીજું ઉત્તમ શ્રેય છે જ નહિં. ૭૭**

વાદી કહે છે કે તમે જે રાજાઓની સેવા કરો છો તેઓનાં ચિત્ત તેજી ઘોડાના જેવા ચંચલ છે અને તેઓ ઘણાં દુઃખે પ્રસન્ન થાય તેવા છે એટલે કે થોડાં ફળ માટે તેઓની તમે મોટી સેવા ઉઠાવો છો તે નકામી છે. અમારી ઇચ્છાઓ ભારી છે અને અમે મોક્ષના મોટાં ફળમાં તેથી ચિત્ત લગાડ્યું છે. આ તમારી અલ્પ ફળદાયિની સેવામાં વૃદ્ધાવસ્થા આવી લાગે છે અને શરીરનો ક્ષય થાય છે અને બીજી બાજુ મૃત્યુ તમારા અતિ વાહાલા પ્રાણને હરી જાય છે. માટે મિત્રના ભાવે હું કહું

છું કે આ જગતમાં જે સમજુ પુરુષો છે તેઓને તો તપ કરવાનો નિશ્ચય કરવાનો છે, એનાથી બીજું કોઇ અધિક શ્રેય છે જ નહિં. એક પ્રતમાં दुराराध्यः स्वामी એવો પાઠ છે, પણ તે યોગ્ય લાગતો નથી.

હવે પ્રતિવાદી પૂછે છે કે, જો તપ જ શ્રેયનું હેતુકારક છે તો એ તપનાં આચરણને માટે યોગ્ય સ્થાન કયું છે એવા પ્રશ્નના ઉત્તરમાં વાત કહે છે કે,

शार्दूलविक्रीडित

**माने म्लायिनि खण्डिते च वसुनि व्यर्थे प्रयातेऽर्थिनि**
**क्षीणे बन्धुजने गते परिजने नष्टे शनैर्यौवने ॥**
**युक्तं केवलमेतदेव सुधियां यज्जह्नुकन्यापयः-**
**पूतग्रावगिरीन्द्रकन्दरतटीकुञ्जे निवासः क्वचित् ॥ ७८ ॥**

માન (અભિમાન–પ્રતિષ્ઠા) જ્યારે ચીમલાઇ જાય છે, જ્યારે દોલતનો નાશ થાય છે, (અને તેથી) જ્યારે માંગણોને કાંઈનહિં મળ્યાથી પાછા જાય છે, બન્ધુજનોનો ક્ષય થાય છે (ઓછા થાય છે), નોકરવર્ગ (પગાર ના મળ્યાથી) ચાલી જાય છે, યૌવન ધીમેધીમે નાશ પામે છે ત્યારે ( આમ આ સઘળી વસ્તુ નાશવંત હોવાથી) સુબુદ્ધિવાળાઓને માટે આ જ એક યોગ્ય છે કે, જન્હુરાજાની કન્યા તે જાહ્નવી ગંગાનાં પાણીથી પવિત્ર થયેલા પથ્થરોવાળી ગિરીન્દ્ર (હિમાલય)ની ગુફાઓ, નદીઓ અને કુંજોમાં નિવાસ કરવો. ૭૮

આગળના શ્લોકોમાં વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય તે પૂર્વ કર્તવ્ય કરવાનું કહ્યું છે અને તે માટે તપ કરવાનું કહ્યું છે. પણ આ શ્લોકમાં અભિમાન તૂટે, પૈસો જતો રહે, માંગણોને દાન આપવાનું કાંઈ રહે નહિં, બન્ધુવર્ગ ઓછો થાય, નોકરવર્ગ પગારાદિના અભાવે જતો રહે, યૌવનનો નાશ થાય ત્યારે, હિમાલયની ગુફામાં જાહ્નવી–ગંગાના કિનારાપરની કુંજમાં નિવાસ કરવાનું કહ્યું છે, એ આશ્ચર્ય છે.

હવે આઠ શ્લોકોમાં નિત્ય અને અનિત્ય વસ્તુઓનો વિવેક હોય તે સર્વ વસ્તુઓ રમ્ય છતાં અરમ્ય જણાય છે તે બે શ્લોકમાં કહે છે:

શાર્દૂલવિક્રીડિત

**रम्याश्चन्द्रमरीचयस्तृणवती रम्या वनान्तस्थली**
**रम्यं साधुसमागमागतसुखं काव्येषु रम्याः कथाः ॥**
**कोपोपाहितबाष्पबिन्दुतरलं रम्यं प्रियाया मुखं**
**सर्वं रम्यमनित्यतामुपगते चित्ते न किंचित्पुनः ॥७९॥**

ચન્દ્રનાં કિરણો રમ્ય લાગે છે, તેમ જ ઝીણા ઘાસવાળી વનમાંની ભૂમિ (મેદાન) રમ્ય લાગે છે; સાધુઓના સમાગમથી થતું સુખ રમ્ય છે; કાવ્યો (વર્ણનો) નાટકોમાં કથાઓ રમ્ય લાગે છે; કોપથી ઉત્પન્ન થતાં અશ્રુઓનાં બિન્દુઓથી ભરેલું પ્રિયાનું મુખ મીઠું લાગે છે; પણ એ સર્વ વસ્તુઓ જ્યારે ચિત્તને અનિત્ય લાગે છે ત્યારે ફરીને જરા પણ રમ્ય લાગતી નથી. ૭૯

ચન્દ્રનાં કિરણો શૃંગારવિષયમાં ચિત્તને ઉદ્દીપન કરનારાં, જાગૃત કરનારાં છે તેમ જ ખુલ્લાં મેદાનમાં ઝીણાં કુંમળાં દુર્વા ઘાસવાળી લીલા ગાલીચા બીછાવ્યા હોય તેવી જગ્યા પણ ઉદ્દીપન ભાવ કરાવનારી છે અને તેથી ચિત્તને આનંદ આપે છે. બીજી બાજુએ અત્રે શ્લોકમાં સાધુ સમાગમથી થતું સુખ મીઠું લાગવાનું કહ્યું છે. બીજી પ્રતમાં મિત્ર અથવા પ્રિયાના સમાગમથી થતું સુખ મીઠું લાગવાનું કહ્યું છે, તેમ જ કાવ્ય નાટકાદિમાં શ્રાવ્ય કાવ્યોમાં કથાવાર્તાઓ અને દૃશ્ય કાવ્યોમાં નાટકાદિ આખ્યાનો મીઠાં લાગે છે. અને પ્રેમકલહમાં કોપેલી અથવા રીસાયેલી પ્રિયતમાના મુખપર અશ્રુનાં બિન્દુઓની વહી જતી ધારા આવા અલૌકિક સૌન્દર્યનું પાન કરાવે છે. આ સર્વ વસ્તુઓ નેત્રને અને મનને મનોહારી લાગે છે, પણ એ જ ચિત્તમાં નિત્યાનિત્ય વસ્તુનો વિચાર ઉપજે છે ત્યારે એ રમ્ય જણાતી વસ્તુઓમાંથી, મનોહારિતા, મીઠાશ, આનંદ, સુખ જતાં રહે છે. પણ બ્રહ્મજ્ઞાનમાં જે આનંદ, મનોહારિતા, મીઠાશ સુખ જણાય છે તે તો સદા નિત્ય જ રહે છે, માટે ખરી રમ્ય મીઠી આનંદદાયિની ચીજ એક બ્રહ્મ છે.

આ જ અર્થ વિસ્તારથી પાછો જણાવ્યો છે:—

શાર્દૂલવિક્રીડિત

**रम्यं हर्म्यतलं न किं वसतये श्राव्यं न गेयादिकं**
**किंवा प्राणसमासमागमसुखं नैवाधिकप्रीतये ।**
**किन्तु भ्रान्तपतङ्गपक्षपवनव्यालोलदीपाङ्कुर-**
**च्छाया चञ्चलमाकलय्य सकलं सन्तो वनान्तं गताः ८०**

(સાધુઓના) નિવાસ માટે શું મેહેલોની અગાશીઓ રમ્ય ના હતી? અથવા શું ગાયનાદિ શ્રાવ્ય ના હતું? અથવા પ્રાણસમ પ્રિય નાયિકાઓના સમાગમનું સુખ શું વિશેષપ્રીતિ કરવા માટે ના હતું? પણ એ સાધુ પુરુષો (એ મેહેલો, ગાયનાદિ અને પ્રિયતમાઓને) અહીંતહીં ઉડતા પતંગિયાઓની પાંખોના પવનથી હાલતી દીવાની જ્યોતની છાયાની જેમ ચંચલ સમજીને વનમાં ચાલ્યા ગયા. ૮૦.

વનમાં આનંદદાયી ચીજ મળે છે માટે વસ્તુનો વિચાર કરનારા સાધુઓ વનમાં જઇને રહે છે, એમ જો તમે કહો છો; તો પ્રતિવાદી કહે છે કે શું મોટા મોટા મેહેલોની અગાશીઓની રમ્યતા ઓછી છે? શા માટે ડુંગરાઓની ગુફાઓમાં કે નદીપ્રદેશોમાં જવું જોઇએ? સાધુઓને તો લોકો મેહેલોમાં રાખે તેમ છે છતાં સાધુઓ વનમાં જઇને રહે છે; કારણ કે ત્યાંજ ખરા બ્રહ્માનન્દની પ્રાપ્તિ માટેનાં સાધનરૂપ તપશ્ચર્યા થઇ શકે છે. મેહેલોની અગાશીઓમાં તપશ્ચર્યા ના થઇ શકે. પ્રતિવાદી કહે છે કે શેહેરમાં શું ગાયનવાદન નૃત્યાદિ કર્ણને પ્રિય વસ્તુઓ નથી? છેજ, પણ બ્રહ્મગાનનો અનુભવ, કહે છે કે, શેહેરમાં નથી થતો. શહેરમાં કર્ણને સુખકારી ગાયનવાદનમાં અસ્થિરતા છે. વળી પ્રતિવાદી કહે છે કે વિશેષ પ્રીતિ કરવી હોય તો પ્રાણસમ પ્રિયાઓના સંભોગનું સુખ પણ શહેરમાં મળે તેમ છે, શા માટે જંગલમાં જાઓ છો? પ્રાણ સમ પ્રિય વસ્તુ તો બ્રહ્મ છે અને તેની સાથેનો ભોગ જંગલમાં સર્વોત્તમ મળે છે. વાદી કહે છે કે દીવાની આસપાસ પતંગો ઉડે છે અને તેમની નાનકડી પાંખોના હાલવાથી ઉત્પન્ન થતા

અતિ મંદ પવનથી દીવાની જ્યોત આમતેમ હાલે છે અને તેની જ છાયા પડે છે, તે છાયાના જેટલીજ ચંચળ એ સર્વ વસ્તુઓ છે એવો નિર્ણય તત્ત્વજ્ઞ સાધુઓએ કર્યો છે, અને તેથી તેઓ શાશ્વત બ્રહ્માનંદનું સુખ ભોગવવા માટે તપશ્ચર્યા રૂપ અર્થ સાધવાને વનમાં જઇને રહે છે; માટે એજ એક વસ્તુ પ્રાપ્ય છે અને કર્તવ્ય છે. શેહેરમાં અને સમાજમાં નિત્ય અને સ્થિર વસ્તુ પ્રાપ્ત થતી નથી.

આ પ્રમાણે ભર્તૃહરિકૃત વૈરાગ્યશતક નામના વ્યાખ્યાનમાં નિત્ય અને અનિત્ય વસ્તુઓનો વિચાર એ નામનું આઠમું દશક પૂર્ણ થયું.

## દશક નવમું શિવાર્ચન

હવે નિત્ય અને અનિત્ય વસ્તુઓનો વિચાર કરતાં કરતાં આપણે તપ–ભક્તિ કરવાની અત્યંત આવશ્યકતા છે, એ નિર્ણય પર તો આવ્યા. ત્યારે કેવી તપશ્ચર્યા કરવી, કેવી ભક્તિ કરવી એવો પ્રશ્ન થાય તેના જવાબમાં કહે છે કે, શિવાર્ચન સિવાય બીજું કાંઇજ કરવાનું નથી. મહારાજા ભર્તૃહરિ શિવનો મોટો ભક્ત હતો અને કહે છે કે ઉજ્જયિનીમાં મહાકાલેશ્વરનાં મંદિરની મહત્તા તેનાથી વધી છે. એ રાજર્ષિએ તપશ્ચર્યામાં શિવાર્ચન કરવાનો નિર્ણય આપી એ શિવાર્ચન કેમ કરવું તે આ નવમા દશકમાં કહ્યું છે. એ શિવાર્ચન બે પ્રકારનાં છે: બાહ્ય અને આભ્યન્તર. પેહેલું બાહ્ય શિવાર્ચન ઘણી સામગ્રીથી સાધી શકાય તેવું છે. એનો બાહ્ય વિષય હોવાથી તે ગૌણ છે એમ માની પ્રારંભમાં તેની ઉપેક્ષા કરી છે અને મુખ્ય આભ્યન્તર પૂજનનો પ્રકાર અનુભવેલો તે આ પ્રમાણે કહે છે:–

मन्दाक्रान्ता

**आ संसारात्त्रिभुवनमिदं चिन्वतां तात ताद्द-**
**ङ्नैवास्माकं नयनपदवीं श्रोत्रमार्गं गतो वा ।**
**योऽयं धत्ते विषयकरिणीगाढगूढाभिमान-**
**क्षीबस्यान्तःकरणकरिणः संयमानायलीलाम् ॥ ८१ ॥**

હે તાત, સંસારના આરંભથી આજસૂધીમાં આ ત્રણે ભુવનોમાં શોધ કરતાં એવો કોઇ મનુષ્ય અમારા નયન-

**માર્ગમાં કે સાંભળવાના માર્ગમાં આવ્યો નથી કે જે, વિષય-રૂપ હાથિનીઓ પ્રતિ ગાઢ અને ગૂઢ આસક્તિથી મત્ત થયેલા અંતઃકરણરૂપ હાથી માટે અંકુશરૂપી દોરડાંની વણેલી જાળ થવાની સવળતા ધરાવતો હોય. ૮૧**

સંસ્કૃતમાં તાતનો અર્થ પિતા થાય છે, પણ અત્રે તાત (હે બાપ, હે ભાઇ) આદિ વાહાલવાચક છે તેમ મગજમાં ઠસાવવા માટે નરમાશ બતાવવાને યોજાયો છે. વાદી કહે છે કે હે બાપ, આસંસારાત્ એટલે કે સંસારના આરંભથી એટલે કે અનાદિકાલથી આજપર્યંત અથવા વર્તમાન આખા સંસારથી આરંભીને ત્રણે ભુવનો–ઉપર આકાશ, અત્રે પૃથ્વી અને નીચે પાતાળ એ ત્રણે જગ્યાએ જોઉં છું, શોધું છું, વિચારું છું તો મને આ એક આવો માણસ મળ્યો નથી. આવો એટલે કેવો માણસ દીઠામાં કે સાંભળવામાં આવ્યો નથી, તેના જવાબમાં કહે છે કે હાથિણીઓને ગાઢ અને ગુપ્ત આલિંગન કરવાના આગ્રહ—આતુરતા-ને લીધે ગાંડા બનેલા હાથીને જેમ જાલમાં બાંધી રાખી શકાતો નથી તેમ નાના પ્રકારના ભોગોના વિષયો ભોગવવામાં મસ્ત બનેલા ચિત્તને બંધનમાં રાખનારો કોઇ મને જણાતો નથી. એક પ્રતમાં સંયમાનાય ને બદલે સંયમાલાન એવો પાઠ છે. આનાયનો અર્થ દોરડાંની વણેલી જાલ થાય છે અને આલાનનો અર્થ થાંભલો છે. અર્થનું રહસ્ય તો સમાનજ છે. અત્રે કહેવાનું તાત્પર્ય એ છે કે ચિત્તને વિષયો તરફ ઘસડાતું અટકાવવાને કોઇ સમર્થ નથી.

હવે આ શ્લોકમાં દૃષ્ટિમાર્ગ અને શ્રવણમાર્ગ એમ બે માર્ગો કહ્યા છે. તાત્પર્ય એ છે કે આ બે માર્ગોનો વિષયો સાથે સંબન્ધ શકય છે. પણ તે છતાં અમુક પ્રકારના પુરુષનો એ બે માર્ગોમાં સંબન્ધ નથી થયો એટલે સંબન્ધ થઇ શકે તેવા માર્ગમાં અસંબન્ધ થાય એ એક પ્રકારની અતિશયોક્તિવાળો અલંકાર છે. વળી તે દ્વારા ચિત્તનાં નિયમનનું અત્યન્ત અશક્યતાવાળું વસ્તુ સૂચવે છે. એટલે અતિશયોક્તિથી વસ્તુનો ધ્વનિ કરાય છે. વળી એથી એક બીજો ગૂઢ અભિપ્રાય એવો સૂચવાય છે કે કોઇ પણ યોગે કરીને ચિત્તને નિયમમાં રાખીને બ્રહ્મા-નન્દના સાધનભૂત અંતરને શિવભક્તિ કરવી આવશ્યક છે.

આ સ્થળે અન્ય ધર્મનો અન્યત્ર સંબન્ધનો અસંભવ થવાથી દોરડાંની વણેલી જાળની રમતની જેવી લીલા એવા ઔપમ્યના અંતના સંભવને લીધે વસ્તુ સંબન્ધરૂપ થાય છે માટે નિદર્શન નામનો અલંકાર થાય છે. અને તે ઉપર કહેલાં રૂપકને લીધે અંગ અને અંગી ભાવ સાથે સંકીર્ણ થઇ જાય છે.

પ્રથમ ચિત્તને નિયમમાં રાખીને બ્રહ્માનન્દની પ્રાપ્તિ માટે સાધનભૂત અંતરની શિવભક્તિ, શિવપૂજાની આવશ્યકતા કહી એ શિવાર્ચનરૂપ તપ કરવાનો પ્રસંગ કેમ આવે છે તે કહે છે:

શિખરિણી

**यदेतत्स्वच्छन्दं विहरणमकार्पण्यमशनं**
**सहार्यैः संवासः श्रुतमुपशमैकव्रतफलम् ॥**
**मनो मन्दस्पन्दं बहिरपि चिरस्यापि विमृशन्**
**न जाने कस्यैषा परिणतिरुदारस्य तपसः॥ ८२ ॥**

**જેથી કરીને આ સ્વચ્છન્દ વિહાર કરી શકાય, જેથી કરીને કોઇની પાસે દીનતા દર્શાવ્યા વિના ભોજન કરવાનું મળે, જેથી કરીને આર્યોની સાથે સહવાસ કરવાનું મળે, જેથી કરીને વિષયભોગ માટે અનિચ્છારૂપ એક મુખ્ય ફલ છે જેનું એવા શાસ્ત્રોનું શ્રવણ મળે, જેથી કરીને મનનો બાહ્ય વિષયોમાં મન્દ પ્રસાર રહે, (આ સર્વ જેથી કરીને થાય છે) તે કયા મોટા તપનું પરિણામ છે તે, લાંબો કાળ વિચાર કરવા છતાં, હુ જાણુતો નથી. ૮૨**

અત્રે પ્રતિવાદી પ્રશ્ન કરે છે કે સ્વચ્છન્દ એટલે સ્વતંત્ર, અપરાધીન વિહાર એટલે જીવન ગાળવાનું શાથી પ્રાપ્ત થાય છે? દીનતા જ દર્શાવીને ભિક્ષાન્નનું ભોજન કે કન્દમૂળાદિનો આહાર કરવાનું શાથી મળે છે? આર્યો એટલે સદ્ગુણસંપન્ન વિદ્યાવાનોની સાથે વાસ કરવાનું, ઉપરોક્તફળવાળા શાસ્ત્રાદિનું શ્રવણ કરવાનું, મનનો બાહ્ય વિષયમાં વ્યવહાર ન થતાં અંતરાત્મા તરફ જવાનું શાથી મળે છે? આ સર્વ કયા ઉદાર એટલે મોટા તપનું પરિણામ છે તે માટે મેં ઘણો સમય ઘણી રીતે

વિચાર કર્યો, પણ કહે છે કે કંઇ જણાતું નથી. પણ સમજવાનો સાર એટલો છે કે શિવપૂજન કરવાનું એ ફળ છે, તે વિના આવું ફળ મળે જ નહિ. શિવની કૃપાથી આ ફળ મળે છે.

હવે જો શિવચરણ એ જ છેવટનું શરણ કે આશ્રય છે, તો તેનું સ્મરણ ઇષ્ટ છે.

शार्दूलविक्रीडित

**जीर्णा एव मनोरथाश्च हृदये[1] यातं च तद्यौवनं**
**हन्ताङ्गेषु गुणाश्च वन्ध्यफलतां याता गुणज्ञैर्विना ।**
**किं युक्तं सहसाभ्युपैति बलवान्कालः कृतान्तोऽक्षमी**
**हा ज्ञातं मदनान्तकाङ्घ्रियुगलं मुक्त्वास्ति नान्या गतिः॥**

મનના મનોરથો મનમાં જ જીર્ણ થઇ ગયા; અને પેલું યૌવન પણ ચાલી ગયું; અને અરે રે, અંગોમાંના તે તે ગુણો તે તે ગુણોના જાણકારો વિના વાંઝિયાપણાની સ્થિતિને પામ્યા; અને બળવાન્ કાલ અને ક્ષમા ન કરનારો કૃતાન્ત(યમ) એકાએક સામો હુમલો લાવી રહ્યો છે ત્યારે શું યુક્ત છે ? અરેરે, હવે જ ખબર પડી છે કે, મદનનો અંત લાવનાર એટલે કે શંભુના પાદયુગ્મ સિવાય બીજી કોઇ ગતિ નથી. ૮૩.

મનુષ્ય કહે છે કે, મારા મનની મુરાદો મનમાં જ રહી ગઈ એ મુરાદોનાં ફળ મળ્યાં નહિં. વળી શરીરનાં અવયવો પણ ઢીલા થઈ ગયા અને કામિનીસંભોગને યોગ્ય યૌવન પણ ચાલી ગયું. મારા જુદાજુદા અંગોમાં જુદાજુદા ગુણો છે, પણ શું કરૂં ? એ ગુણોના કોઈ જાણકારો જ મને મળ્યા નહિં, એટલે એ ગુણોને લીધે જે ફળ મળવું જોઇતું હતું તે મળ્યું નહિં. આ સર્વ જાણે કાળની વિરુદ્ધ ફરિયાદ છે. માણસને આયુષ્ય જાણે ટુંકું લાગે છે; તે વધારે લાંબું આયુષ્ય, સમય, માંગે છે. પણ કાળ પકડાતો નથી અને મનને સંતોષ નથી અને કૃતાન્ત(યમ, મૃત્યુ) કાંઈ ક્ષમા કે દયા કરતો નથી, પણ ત્યારે આવી લાચાર સ્થિતિમાં

---

૧ પાઠાન્તર मनोरथाः स्वहृदये. ૨ [illegible]

માણસનું કર્તવ્ય શું સમજવું ? એક કર્તવ્ય સમજાયું છે તે એ કે, કામદેવે શંભુને તપશ્ચર્યામાં વિઘ્ન કર્યું ત્યારે શંભુએ કામવાસનાઓના દેવ મદનને બાળ્યો હતો; મતલબ કે, એ શંભુ ઘણા બળવાન્ છે, મદનના યમસ્વરૂપ છે, માટે એ શંભુનાં ચરણકમળોનો આશ્રય લેવો, તેનું સ્મરણ કરવું, બીજું સર્વ નિરર્થક છે. હવે પ્રતિવાદી પૂછે છે કે, એકલા શિવને જ શરણે જવાનું શા માટે કહો છો ?

यत्पादनिःसृतसरित्प्रवरोदकेन तीर्थेन मूर्ध्न्यधिकृतेन शिवः शिवोऽभूत् ।
ध्यातुर्मनःशमलशैलनिसृष्टवज्रं ध्यायेच्चिरं 'भगवतश्चरणारविन्दम्' ॥

કારણ કે શ્રીભાગવતમાં કહ્યું છે કે વિષ્ણુના "પાદકમળમાંથી નીકળેલી એવી નદી ગંગા—ગંગા શ્રીવિષ્ણુના ચરણમાંથી નીકળે છે તેથી તેને વિષ્ણુપાદી પણ કહે છે—નાં ઉત્કૃષ્ટ પવિત્ર જલ મસ્તકપર ચઢવાથી શિવ પોતે શિવ બન્યા છે એ શિવ ભગવાનનું ચરણારવિન્દ ધ્યાન ધરનારના મનના પાપરૂપ પર્વતને ભેદીને નીકળેલા વજ્રના જેવું છે તેનું લાંબો સમય સુધી ધ્યાન ધરવું જોઇએ." અત્રે શિવનાં ચરણારવિન્દનું ધ્યાન ધરવાનું તો કહ્યું, પણ એ શિવનાં મસ્તકમાં જે ગંગા છે તે તો બીજા દેવનાં ચરણારવિન્દમાંથી નીકળી છે અને શિવે તેને પવિત્ર માની પોતાનાં મસ્તક પર ચઢાવી છે તેથી શંકા થાય છે કે, શિવ વગેરે સર્વ માટે આરાધના કરવા યોગ્ય અને સંસાર સાગર તરી જવાના પાત્ર એવાં વિષ્ણુભગવાનનાં ચરણારવિન્દ છે તો પછી એમ કેમ કહો છો કે શિવના પાદ યુગ્મ વિના મુક્તિ નથી? આ શંકાનો ખુલાસો યોગીન્દ્ર ભર્તૃહરિએ આ પ્રમાણે કર્યો છે.

वंशस्थवृत्त

**महेश्वरे वा जगतामधीश्वरे जनार्दने वा जगदन्तरात्मनि ।**
**न वस्तुभेदप्रतिपत्तिरस्ति मे तथापि भक्तिस्तरुणेन्दुशेखरे ॥**

(ચૌદ) જગતોનાં અધીશ્વર (સ્વામી) એવા મહેશ્વર શિવ અથવા જગતોના અન્તરાત્મા (અન્તર્યામી) એવા જનાર્દન એ બેમાં વસ્તુભેદની બુદ્ધિ મને નથી, છતાં પણ મારી ભક્તિ તો જેનાં શિખર(કપાલ)માં તરુણ ઇન્દુ છે તેનામાં જ છે. ૮૪.

---

૧ તીલાંગની પ્રતિમાં तयोर्न भेदप्रतिपत्ति એ પ્રમાણે પાઠ છે.

લોકોમાં એવી માન્યતા છે કે, જગત્ ચૌદ છે માટે અત્રે અનેક વચન છે. વાદી કહે છે કે એ મોટા ચૌદ જગતોનો સ્વામી મહેશ્વર એટલે શિવ અને એ ચૌદ ભુવનના અન્તરના સાક્ષી અથવા અન્તર્યામી જનાર્દન વિષ્ણુ હોય તોએ શું? અથવા જગતોની અંદર રહેલા જીવાત્મસ્વરૂપ જનાર્દન અથવા આખું જગત્ જેના એક ખુણામાં છે તેવા જનાર્દન (વિષ્ણુનું બીજુ નામ જનાર્દન છે, કારણ કે દુષ્ટ જનોનો તે અર્દન એટલે વિનાશ કરે છે) હોય તોએ શું? યોગીન્દ્ર ભર્તૃહરિ કહે છે કે જગત્ના સ્વામી મહેશ્વર કે જગત્ના અન્તર્યામી અથવા દુષ્ટ જન—મનુષ્ય—નો વિનાશ કરનાર વિષ્ણુ, એ બેમાં મને તો ભેદબુદ્ધિ થતી નથી. મને તો સર્વમાં એકતા લાગે છે. શંભુના કપાલમાં બીજનો બાલચન્દ્ર બીરાજે છે અને તે તરુણેન્દુશેખરમાં મારી ભક્તિ છે, અને તેથી હું તેના વિના ગતિ નથી એમ કહું છું, એ એક પ્રકારનો મારો પક્ષપાત છે. અત્રે યોગીન્દ્ર ભર્તૃહરિ પોતે મનુષ્ય સ્વભાવથી પર નથી, મનુષ્ય છે, એનું ભાન કરાવે છે. કહેતી છે કે 'स्वभावो दुरतिक्रमः।' સ્વભાવનું ઉલ્લંઘન ઘણા કષ્ટે, શ્રમથી કરી શકાય છે.

આ વિષયમાં ગોસ્વામી તુલસીદાસનો પ્રસંગ જાણવા જેવો છે. તેઓ વૃન્દાવન ગયા હતા ત્યાં શ્રીકૃષ્ણ ભગવાનનાં તેમને દર્શન થયાં. ગોસ્વામી તુલસીદાસ શ્રીકૃષ્ણને જોતાં મુગ્ધ થયા, પણ મસ્તક નમાવ્યું નહિં. ગોસ્વામી તુલસીદાસે તરત કહ્યું:

कहा कहूँ छबि आजकी, भले बने हो नाथ,
तुलसीमस्तक जब नमै, धनुषबाण लेओ हाथ ॥

આજની આપની છબીને માટે તો હું શું કહું? હે નાથ, આપ ઘણા જ સુંદર બન્યા છો, પણ આ તુલસીદાસનું શિર તો આપ ધનુષ્બાણ લો તો જ નમે. ગોસ્વામી તુલસીદાસને કાંઈ શ્રીકૃષ્ણ શ્રીરામ કરતાં ઉતરતા ન હતા, ઉભયમાં કાંઈ ભેદબુદ્ધિ ન હતી; પણ એમણે બાણધારી શ્રીરામસ્વરૂપમાં ભક્તિ લગાડી હતી. ગો.તુલસીદાસનો સ્વભાવ રામરૂપ બન્યો હતો.

ઉત્તરચાતકાષ્ટકમાં આ શ્લોક ચાતકને માટે છે:

पयोद हे वारि ददासि वा न वा । त्वदेकचित्तः पुनरेष चातकः ।
परं महत्या म्रियते पिपासया । तथापि नान्यस्य करोत्युपासनाम् ॥

હે મેઘ, તું જલ આપ કે ના આપ, આ ચાતક તો તારામાં જ એકચિત્ત થયેલો છે, તે તારી પાસેથી જ જલ લેશે, ન આપશે તો મોટી પિપાસાર્થી મરી જવું સારું છે, પણ બીજાની ઉપાસના તો નાજ કરશે.

એ જ પ્રમાણે ગો. તુલસીદાસે કહ્યું છે કે,

चातक घन तजि दूसरे, जियतन नाई नारि ।
मरत न माँगे अर्धजल, सुरसरिहु को वारि ॥
व्याधा वधो पपीहरा, परो गंगाजल जाय ।
चोंच मुँदि पीवे नहिं धिक् जीवन प्रण जाय ॥

કહે છે કે ચાતકનો એવો સ્વભાવ છે કે પ્રાણ જાય તો કબૂલ, પણ મેઘનાં જલસિવાય બીજું જલ પીવું જ નહિ. આ વિષયમાં એક વાર્તા છે કે, કોઇએક શિકારીએ એક ચાતકને બાણવડે માર્યું; ચાતક પડ્યું ગંગાના પ્રવાહમાં; ચાતકને બાણ વાગ્યું, અને તરસ તો લાગી, જીવ ગભરાતો હતો, પણ ગંગાનું પવિત્ર જલ પીવાને મુખ ઉઘાડવાને બદલે પોતાની ચાંચ બંધ કરી. ચાંચને પાણી પીવાને વાંકી ન જ વાળી. અનન્ય ભક્તિ, પ્રીતિ તે એ.

શંભુની ભક્તિ કરવાનો નિશ્ચય થયા પછી નિવૃત્તિનો ઉદય થવાથી શાન્તરસ દર્શાવનારા પાંચ શ્લોકો શ્રીભર્તૃહરિ કહે છે:-

शिखरिणी

**स्फुरत्स्फारज्योत्स्नाधवलिततले क्वापि पुलिने**
**सुखासीनाः शान्तध्वनिषु रजनीषु द्युसरितः ।**
**भवाभोगोद्विग्नाः शिव शिव शिवेत्युच्चवचसः**
**कदा यास्यामोऽन्तर्गतबहुलबाष्पाकुलदशाम्[1] ॥ ८५ ॥**

---

૧ છેલ્લાં બે ચરણ તીલાંગની પ્રતમાં આ પ્રમાણે છે:-

भवाभोगोद्विग्नाः शिव शिव शिवेत्यार्तवचसः
कदा स्यामाऽऽनन्दोद्गतबहुलबाष्पाप्लुतदृशः ॥

સંસારના વિસ્તારથી વિહ્વળ થયું છે ચિત્ત જેમનું એવા અમે, 'શિવ', 'શિવ', 'શિવ' એવો દીનતાવાળો ઉચ્ચાર કરતાં, ઘણાં આનંદાશ્રુથી ભરેલી દૃષ્ટિઓવાળા ક્યારે થઇશું?

**શબ્દોના ધ્વનિ શાંત પડી ગયા હોય એવી રાત્રિઓમાં પ્રકાશતી અને ગાઢ ખીલેલી ચાંદનીથી સફેદ જણાતા એવા કોઈક પ્રદેશવાળા રેતાળ કાંઠા પર સુખે બેઠા હોઈએ એવા અને સંસારના વિસ્તારથી વિહ્વળ થઇ ગયેલા ચિત્તવાળા એવા અમે 'શિવ', 'શિવ', 'શિવ', એવા ઉચ્ચાર મોટેથી કરતાં કરતાં, અન્તરમાંથી નીકળતા પુષ્કળ અશ્રુઓથી આકુલવ્યાકુલ થયેલી દશાને કયારે પોહોંચીશું? ૮૫.**

શિવભક્તિ કરવાનો નિશ્ચય થયા પછી, ત્યાગનો નિશ્ચય થયા પછી, વનવાસનો નિશ્ચય થયા પછી માણસ બ્રહ્મની પ્રાપ્તિથી થતા આનન્દના અશ્રુઓનાં વહનનું સુખ અનુભવવાની ઇચ્છા કરે છે. નગરમાં તો અનેક પ્રકારના અવાજો થાય માટે વનની શાન્તિ શોધવામાં આવે છે, પણ ત્યાં પણ દિવસના પશુપક્ષીઓના અવાજો થાય એટલે ધ્યાન ધરવામાં વિક્ષેપ થાય; પણ રાતના પશુપક્ષીઓ નિન્દ્રા લે, અવાજો ના થાય; માટે રાત્રિની શાંતિ શોધવામાં આવે છે. હવે એ રાત્રિ કેવી જોઇએ, તે માટે કહે છે કે કાળી ભયાનક રાત્રિ નહિ, પણ ખૂબ ચાંદની ખીલી રહી હોય તેવી જોઇએ, અને એવી ચાંદનીથી દુધાળું બન્યું હોય તેવું પવિત્ર સ્થાન જોઇએ, અને તે સ્થાન એટલે પવિત્ર ગંગાનદીનો રેતાળ કાંઠો જોઇએ, ત્યાં માણસ સુખે સ્વસ્થતાથી બેસવાની ઇચ્છા કરે છે અને સંસારના વિસ્તારના ખ્યાલથી શાંત રાત્રિના આકુલવ્યાકુલ ચિત્તવાળો બને છે અને પછી તુલના કરતાં સંસારની અનિત્યતા, દુઃખાદિક જોઈ બ્રહ્મના નિત્યત્વનો નિશ્ચય કરે છે, અને બ્રહ્મની પ્રભુતાથી મુગ્ધ થઇ શિવ, શિવ, શિવ એમ ત્રણ વાર મોટેથી ઉચ્ચાર કરે છે. (અત્રે उच्चवचसः ને બદલે आर्तवचसः એવો પાઠ છે ત્યાં પોતાની લઘુતા સમજી દીનતાથી શિવ શિવ, શિવ એવો ત્રણવાર ઉચ્ચાર થઇ જાય છે એવો અર્થ કરવો.) શિવ, શિવ, શિવ એવો ઉચ્ચાર મોટેથી એમને એમ થાય છે એમ સમજવાનું નથી. તે વખતે ચિત્ત બાહ્ય પદાર્થોમાંથી નિવૃત્ત થઇને અંતરાત્મા સાથે એકતાર થયું હોય છે અને ત્યારે પોતાને બ્રહ્મની પ્રાપ્તિ થયાના આનંદને લીધે પુષ્કળ અશ્રુઓનાં વહનથી માણસની સ્થિતિ આકુલવ્યાકુલ થઈ ગઈ હોય છે તેવી અવસ્થાનો અનુભવ કરવાની

ઈચ્છા બતાવે છે. હૃદયની અંદર અંકુશમાં રહેલા આનન્દના અશ્રુઓથી આકુલવ્યાકુલ થયેલી દશા (સ્થિતિ) એમ અર્થ થાય છે (दशाम्‌ને બદલે दशः પાઠ હોય ત્યાં આનન્દાશ્રુથી વ્યાકુલ દૃષ્ટિનો અનુભવ કરવાની આશા સમજવી. એક પ્રતિમાં છેલ્લું ચરણ આ પ્રમાણે છે: कदास्यामानन्दोद्‌गतबहुलबाष्पाकुलदशः એ પ્રમાણે પાઠ છે એનો અર્થ આ પ્રમાણે કરવો: આનંદથી થતા પુષ્કળ આંસુઓથી આકુલવ્યાકુલ થયેલી દૃષ્ટિવાળા એવા અમે ક્યારે બનીએ ? )

કહેવાનું તાત્પર્ય એ છે કે શંભુનું સ્મરણ કરતાં કરતાં જ જો અમારાં નેત્રોમાંથી બ્રહ્માનન્દ, શિવાનન્દનાં અશ્રુઓ વહે તો અમો કૃતકૃત્ય થયા સમજીએ. कदा શબ્દથી ભર્તૃહરિ પોતાના અંતરની ચિન્તા, આતુરતા દર્શાવે છે.

शिखरिणी

**वितीर्णे सर्वस्वे तरुणकरुणापूर्णहृदयाः**
**स्मरन्तः संसारे विगुणपरिणामां विधिगतिम् ।**
**वयं पुण्यारण्ये परिणतशरच्चन्द्रकिरणा-**
**स्त्रियामा नेष्यामो हरचरणचिन्तैकशरणाः ॥ ८६ ॥**

સર્વસ્વ દાનમાં આપી દીધા પછી તીવ્ર કરુણાથી પૂર્ણ હૃદયવાળા એવા, આ સંસારમાં ઉલટું (નઠારું) પરિણામ લાવનારી વિધિની ગતિનું સ્મરણ કરતા એવા અમે કોઈ પવિત્ર અરણ્યમાં માત્ર શિવનાં ચરણનું ધ્યાન(ચિન્તા)એ જ જેઓનું એક શરણ છે એવા થઈ, શરદ્ ઋતુનાં ચન્દ્રમાના કિરણોથી વ્યાપ્ત ત્રિયામા-રાત્રિ ક્યારે ગાળીશું ? ૮૬

આગલા શ્લોકમાં ગંગા નદીના કિનારે રેતીમાં જ્યારે ચાંદનીથી સર્વ વસ્તુઓ સફેદ બની ગઈ છે ત્યારે, પક્ષીઓ નિદ્રા લેતા હોવાથી અવાજ થતો નથી તેવી શાંતિમાં સુખે બેસીને સંસારના દુ:ખાદિ અને અનિત્યતાથી ઉદ્વિગ્ન ચિત્તવાળા થયા હોય ત્યારે બ્રહ્મની પ્રભુતા અને નિત્યતા અને પોતાની લઘુતા સમજાયાથી થતા આનંદથી આંખમાં પાણી ભરાઈ આવે અને દુનિયાની દયા ખાતાં 'શિવ, શિવ, શિવ'

એવો પોકાર થઇ જાય તે સમય અનુભવવાની આતુરતા દર્શાવી છે. આ શ્લોકમાં જાણે એક પંક્તિ આગળ ચાલ્યો હોય તેમ કહે છે કે, સર્વસ્વ આપી દીધું અને પ્રાણીઓ માટે તીવ્ર દયાથી અંતર ભરાઈ ગયું છે કે આ લોકો નાશવંત લક્ષ્મી આદિ ભોગો માટે તલસી રહ્યા છે, કે જેનો અમે તો ત્યાગ કરી દીધો છે; બીજું, વિધિની ગતિ એવી વિચિત્ર છે કે તે ગુણાનુસારજ સર્વને ફળ આપતી નથી, ગમેતેમ ઉલટસુલટ ફળ આપે છે અને તે વિચિત્ર વિધિનું અંતરમાં સ્મરણ થાય છે, અને લોકોની દયા આવે છે: કે આ લોકો અનિત્ય વસ્તુના ભોગ માટે મથે છે: આવી સ્થિતિ સંસારની જોઇને શિવના ચરણોનું ધ્યાન એ જ જેઓનું એક શરણ–આશ્રય બન્યું છે એવા યોગીઓ પવિત્ર અરણ્યમાં જ્યારે રાત્રિના શરદ્ ઋતુનાં ચન્દ્રનાં કિરણો પૂર્ણ ખીલી રહ્યાં હોય તેવી રાત્રિઓ ક્યારે ગાળીશું, ચાંદનીની શાંતિમાં બેસી શિવચરણનું ક્યારે ધ્યાન ધરીશું તેની આતુરતા બતાવે છે. ત્રિયામા એટલે રાત્રિ;રાત્રિના ચાર ભાગમાં પેહેલા અને ચોથા ભાગના અર્ધા ભાગોમાં દિન વ્યવહાર કરવામાં આવે છે એટલે તે બે ભાગોના અર્ધા અર્ધા મળીને એક ભાગ અને વચલા બે ભાગોને મળીને ત્રણ ભાગ કહ્યા છે. પેહેલા અને છેલ્લા ભાગના પ્રારંભના અને અંતિમ ભાગમાં સૂર્યનો પ્રકાશ હોવાથી ચંદ્રિકાથી રાત્રિ સંપૂર્ણ વ્યાપ્ત ન થાય તેથી પણ ત્રિયામા કહી છે.

'શિવ', 'શિવ', 'શિવ'નો ઉચ્ચાર કરતાંકરતાં આંખો આંસુઓથી ભરાઈ જાય તેવી રાત્રિ ગાળવા પછીની આ બીજી દશા છે.

હવે ત્રીજી દશા કહે છે:–

शिखरिणी

**कदा वाराणस्याममरतटिनीरोधसि वस-**
**न्वसानः कौपीनं शिरसि निदधानोऽञ्जलिपुटम् ।**
**अये गौरीनाथ त्रिपुरहर शंभो त्रिनयन**
**प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥ ८७ ॥**

ક્યારે વારાણસીમાં ગંગા નદીના કીનારે ઉભા ઉભા, કૌપીન પેહેરેલા, બે હાથ જોડી માથે રાખ્યા હોય એવા અમે 'અયે ગૌરીનાથ, ત્રિપુરહર, શંભો, ત્રિનયન પ્રસન્ન

**થાઓ' એવા પોકાર કરતા કરતા જાણે એક ક્ષણ હોય તેમ દિવસો ગાળીશું? ૮૭.**

વારાણસીનું પ્રસિદ્ધ નામ કાશી છે. સુરગંગા નદી તેના થડમાં વહે છે, અને તેથી એ નગર ઘણું પવિત્ર મનાય છે. ગંગા નદીના રેતાળ કિનારાની નિર્જન શાન્તિવાળી અને ચાંદનીવાળી રાત્રીઓનો અનુભવ શિવનું ધ્યાન કરતાં કરતાં લેવાની ઇચ્છા કર્યા પછી હવે નગરમાં આવે છે. ત્યાં નગ્ન સ્થિતિમાં રહે તો લોકોનો વિરોધ થાય, માટે તે વિરોધ દૂર કરવાને ગુહ્યાંગ ઢાંકવા પૂરતું કૌપીન, એક વેંતનું વસ્ત્ર લે છે.આ પરિગ્રહમાં બીજો કોઈ હેતુ સમજવાનો નથી. વૈરાગ્યની અપેક્ષાવાળો કહે છે કે ગુહ્યાંગને કોપીનથી ઢાંકીને ગંગાને કીનારે ઉભા રેહેવું અને બે હાથ જોડી તે માથે રાખવા; અને પછી શિવનાં આ ચાર નામનો ઉચ્ચાર મોટેથી કરતા કરતા દિવસો એક પળ સમાન ગાળવાની ઇચ્છા થઇ છે. એ નામોનો જપ કરવાની એટલી બધી આતુરતા આથી સૂચવાય છે. ગૌરી એ પાર્વતીનું એક નામ છે; ગૌરીના નાથ એટલે ગૌરીનું રક્ષણ કરનારા પતિ. ત્રિપુર એટલે ત્રણ નગર. એક રાક્ષસ ત્રણ મોટાં નગરનો માલિક હતો તેથી તેને ત્રિપુરાસુર કહે છે; એ રાક્ષસનો તેનાં ત્રણ શહેરો સાથે નાશ કર્યો તેથી શિવને ત્રિપુરહર કહે છે. શંભો—શં એટલે શુભ; જેમાંથી શુભ જ થાય તે શંભુ. ત્રિનયન એટલે જેને ત્રણ નેત્રો છે તે શિવ. ત્રીજાં નેત્રમાંથી અગ્નિ નીકળ્યો અને કામદેવને બાળ્યો એવી કથા પ્રસિદ્ધ છે. શિવનાં એક જ નામથી કાર્યસિદ્ધિ થાય છે, પણ અત્રે લોકવ્યવહાર સૂચવવાને તેમ જ અશક્ય કાર્ય કરવાનું સામર્થ્ય શિવમાં છે અને તેથી ભક્તોને પણ સુખ આપવાનું સામર્થ્ય છે એમ આ ચાર નામોથી બતાવી અસાધારણ મહિમા બતાવવાનો હેતુ છે. કૌપીનધારણ અને બે હાથ જોડી માથે મૂકવા એ પોતાની દીનતા સૂચવવાને છે. વળી તીવ્ર નરકયાતના આ દેહના ત્યાગ પછી ભોગવવી પડે તેના ભયથી પણ આ રીતે દીનતા સૂચવી રક્ષણ માંગે છે. અત્રે ભક્તની ચિન્તા એ છે કે, ક્યારે આ પ્રમાણે બને, આ નામોનો ઉચ્ચાર કરતો અનેક દિવસો નિમેષ સમાન પસાર કરું કે જેથી હું ચિન્તામુક્ત થાઉં, મારૂં રક્ષણ થાય? આ શ્લોકોમાં એકસરખો વૈરાગ્યનો સ્થાયી શાન્તરસ સ્ફુરે છે.

स्रग्धरा

**स्नात्वा गाङ्गैः पयोभिः शुचिकुसुमफलैरर्चयित्वा विभो त्वां**
**ध्येये ध्यानं निवेश्य क्षितिधरकुहरग्रावपर्यङ्कमूले ।**
**आत्मारामः फलाशी गुरुवचनरतस्त्वत्प्रसादात्स्मरारे**
**दुःखं मोक्ष्ये कदाहं समकरचरणे पुंसि सेवासमुत्थम् ८८**

ગંગાનાં જળ વડે સ્નાન કરીને પવિત્ર કુસુમો અને ફળો વડે હે વિભો, તારું પૂજનઅર્ચન કરીને તારાં ધ્યાન કરવા યોગ્ય(ચરણો)માં ધ્યાન રાખીને પર્વતોની ગુફામાં પાષાણુરૂપ પલંગના પગ આગળ બેસી, પોતાના આત્મામાં જ મગન થતો, ફળોનો આહાર કરતો, ગુરુનાં વચનમાં શ્રદ્ધા પ્રેમ રાખતો એવો હું, હે સ્મરારિ, તારા પ્રસાદથી, જેના ચરણમાં મકર–માછલાંનું ચિહ્ન છે એવા પુરુષની સેવાથી થતાં દુઃખથી હું કયારે છૂટીશ ? ૮૮.

વૈરાગ્યમાં નિશ્ચય થયો છે એવો પુરુષ શિવપૂજા કરવાની આતુરતા રાખે છે. ગંગા નદીને કીનારે રેતાળ પ્રદેશમાં, ચાંદનીવાળી અને શાંતિવાળી રાત્રિમાં 'શિવ, શિવ, શિવ'નો ઉચ્ચાર કરી, શિવચરણમાં એક ધ્યાન થવાની ઇચ્છા કર્યા પછી ગંગા નદીને કાંઠે વારાણસીમાં આવે છે, ત્યાં કૌપીન પેહેરેલો, ગંગાને કીનારે ઉભા રહી, બે હાથ જોડી તે માથાપર રાખી પોતાની દીનતા દર્શાવતો ગૌરીનાથ, ત્રિપુરહર, શંભો, ત્રિનયન એવા પોકારો કરતો દિવસો ક્ષણમાત્રમાં જાણે પસાર થતા હોય તેમ જોવાની તીવ્ર આકાંક્ષા ભર્તૃહરિ બતાવે છે. આ શ્લોકમાં તે શિવની પૂજા કેમ કરવી તેનો પ્રકાર કહે છે. અંતરપૂજાની પૂર્વે બાહ્ય પૂજાની આવશ્યકતા છે, એવું આ શ્લોકનું સૂચન છે. તે કહે છે કે, પ્રથમ તો ગંગાનું જલ પવિત્ર છે, એ પવિત્ર જળમાં સ્નાન કરીને બાહ્ય શુદ્ધિ કરી લેવી; પછી શાસ્ત્રસંમત પવિત્ર, તાજાં કુસુમ અને ફૂલોવડે ગંગાને કિનારે આવેલાં મંદિરમાં જઇ બાહ્ય પૂજા કરવી; પછી હે શંભો, ધ્યાન ધરવા યોગ્ય જે એક વસ્તુ તારાં ચરણો છે તેમાં એકનિષ્ઠ થઇ જવું. તે પછી સમાધિ છૂટે ત્યારે પાહાડોની ગુફામાં આવેલા પાષાણોને

જાણે પલંગ માની, તેના પગ આગળ એટલે કે નીચે બેસવું, અર્થાત્ સુખે બેસી પોતાના અંતરમાં રહેલા આત્મા સાથે એકતાર થઇ જવું. સમાધિમાંથી જાગ્યા પછી પાષાણના પલંગના પાયા આગળ સુખે બેસવાની યોગ્યતા અત્રે સૂચવેલી છે. ત્યારે આત્મા સાથે એકતાર થઇ જવાય, બીજા વિષયોની આસક્તિ વિનાના બની શકાય. સ્મૃતિનું આ વચન છે કે, रमन्ते योगिनोऽनन्ते सत्यानन्दे चिदात्मनि। યોગીઓ અનન્ત આનન્દમાં જ રમે છે. શરીરનું રક્ષણ કરવા પૂરતો કન્દમૂળ–ફળનો આહાર કરી લેવો, અને ગુરુએ ઉપદેશેલા કર્મનાં પાલનમાં પ્રેમ રાખવો. આટલું જો કરે તો માણસનું શ્રેય થાય એમ કહેવાનો હેતુ છે. કામદેવને શિવે બાળ્યો હતો માટે તેનું નામ કામના શત્રુ–કામારિ, સ્મરારિ એવું પડેલું છે. પણ આ સર્વ માણસથી ક્યારે થાય ? દેવની કૃપા હોય તો બને, એમને એમ નહિં. कदा શબ્દથી અંતરની આતુરતા બતાવાય છે. સેવાના શ્રમને દુઃખ કહેવામાં અંતરનો ભક્તિભાવ છે. એથી મોક્ષની આતુરતા છે.

એમ કહે છે કે જેનાં ચરણમાં લાખું અથવા લીલું લાંછન અથવા મકરાકારની રેખા હોય છે તે મહાભાગ્ય સંપન્ન હોય છે. સામુદ્રિકમાં આ પ્રમાણે કહ્યું છે કે,

मकरो मत्स्यरेखा च पद्मशङ्खाकृतिः पदे ।
महाधनी महाभोगी दाता दीर्घायुरेव च ॥

જેનાં ચરણમાં મકર (માછલું) હોય, મત્સ્યની રેખા હોય, પદ્મ અને શંખની આકૃતિ હોય તે મહાધની, મહાભોગી, દાતા અને લાંબાં આયુષ્યવાળો હોય છે.

બીજી પ્રતમાં चरणरतो ध्यानमार्गैकनिष्ठः એવો પાઠ છે. એનો અર્થ એ છે કે, શંભુનાં ચરણોમાં પ્રીતિ રાખનારો, ધ્યાન માર્ગમાં એક નિષ્ઠાવાળો એવો હું ક્યારે સંસારના દુઃખમાંથી છૂટીશ ?

अनुष्टुप्

**एकाकी निःस्पृहः शान्तः पाणिपात्रो दिगम्बरः ।**
**कदा शंभो भविष्यामि कर्मनिर्मूलनक्षमः ॥ ८९ ॥**

**હે શંભો, હું એકાકી (સંગ રહિત), નિઃસ્પૃહી, શાન્ત, હાથ જ જેનું ભોજન કે ભિક્ષાનું પાત્ર છે એવો, દિગમ્બર, કર્મોને નિર્મૂલ કરવામાં સમર્થ એવો હું કયારે થઇશ? ૮૯.**

એકાકી એટલે સંગરહિત. સંગરહિત થવાની આવશ્યકતા એટલા માટે કે **सङ्गात्संजायते कामः।** સંગથી અનેક અનર્થો થાય છે, માટે સંગરહિત એકાકી થવાની આવશ્યક્તા છે. નિઃસ્પૃહી એટલે વિષયો ભોગવવાની ઇચ્છા વિનાના. શાન્ત એટલે કામક્રોધાદિ રાગદ્વેષથી ઘેરાયેલાં ચિત્ત વિનાના. શ્રુતિમાં વચન છે કે

शान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वा।

પાણિપાત્ર એટલે કે હાથમાં જેટલું મળે તેટલું જ લઇને શરીરયાત્રા કરવી; ઝોળી કે કમંડળું કે બીજું સાધન રાખીને વધારે લેવું નહિં. સાચા યોગી કે વેરાગીને ભિક્ષાન્નને માટે કે ભોજનને માટે એક હથેલી કે ખોબામાં માય તેટલું જ બસ છે. વૈષ્ણવ સંપ્રદાયના સ્થાપક શ્રીવલ્લભાચાર્ય, તેમના પુત્ર શ્રીવિઠ્ઠલેશ્વર અને બીજા કેટલાક આચાર્યો પ્રભુની પ્રસાદી માટે જેટલી ભેટ મળતી તે સર્વનો તે જ દિવસે ઉપયોગ કરી નાંખતા હતા. બીજે દિવસે શું કરીશું તેની ચિંતા કરતા ન હતા. બે હજારની ભેટ મળે તો બે હજારની સામગ્રી ધરાવી દે અને બે મળે તો બેની સામગ્રી ધરાવે. વડોદરા પાસે મંજુસર ગામના મહારાજ મુગટરામ થોડાંક વર્ષપર કૈલાસવાસી થયા. તે શ્રી ગાયત્રીનો નિત્ય જપ કરતા હતા અને તેની વચનસિદ્ધિ ભારે હતી. તેઓ નિસ્પૃહતાથી જીવન ગાળતા હતા. અને ધનનો સંગ્રહ કરતા ન હતા નરસિંહરામ ભંકતરાજે પણ હુંડીનાં નાંણા ન રાખતાં સાધુસંતોને ખવડાવી દેવામાં વાપર્યા હતા. સારાંશ કે સાચા યોગીઓ ધનના સંગ્રહ કરનારા હોતા નથી. દિગમ્બર એટલે તદ્દન નગ્ન. દિશારૂપી વસ્ત્રનાં ઓઢણાં સિવાય બીજું કોઈ જ નહિ. કર્મનિર્મૂળનક્ષમ એટલે કે સંચિત કર્મોનો નાશ કરવાની શક્તિવાળો. કર્મો ઈશ્વરનો સાક્ષાત્કાર થવામાં અંતરાય રૂપ છે. કર્મોનાં બંધનમાંથી છૂટવાની અત્રે આતુરતા બતાવી છે. જ્ઞાનવાદી, કર્મવાદી અને યોગવાદી એમ કહે છે કે જ્ઞાનથી, કર્મથી કે યોગથી જ મોક્ષ મળે છે; ભક્તિવાદી કહે છે કે જ્ઞાન, કર્મ કે યોગથી અમારો વિરોધ નથી, પણ કર્મોનો ક્ષય ન થયો હોય

અને ઈશ્વરની કૃપા હોય અને આપણી સાચી ભક્તિ હોય તોયે ઈશ્વર સાક્ષાત્ થાય છે. નેવુંમા શ્લોકમાં શિવની કૃપાપર જ ભાર મૂક્યો છે. શાસ્ત્રનું વચન છે કે,

भिद्यते हृदयग्रन्थिश्छिद्यंते सर्वसंशयाः ।

क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

જ્યારે તે ઉત્કૃષ્ટ વસ્તુનો સાક્ષાત્કાર થાય છે ત્યારે હૃદયની ગાંઠ તૂટે છે, સર્વ સંશયો નાશ પામે છે, અને સર્વ કર્મોનો ક્ષય થાય છે.

હવે જ્યારે મનની સ્થિતિ આ પ્રમાણે થઈ હોય તેઓને શિવની કૃપાથી મોક્ષનો માર્ગ અલ્પ કાળમાં સુલભ થાય છે તે વાત છેવટે કહે છે.

शार्दूलविक्रीडित

**पाणिं पात्रयतां निसर्गशुचिना भैक्षेण संतुष्यतां**
**यत्र क्वापि निषीदतां बहुतृणं विश्वं मुहु. पश्यताम् ।**
**अत्यागेऽपि तनोरखण्डपरमानन्दावबोधस्पृशा-**
**मध्वा कोऽपि शिवप्रसादसुलभः संपत्स्यते योगिनाम् ॥*९०**

હથેલીઓ રૂપ જેમનું ભોજનપાત્ર છે, સ્વાભાવિક રીતેજ શુદ્ધ એવા ભિક્ષાન્નથી સંતોષ મેળવનારા, ગમે તે કોઇ પ્રદેશમાં બેસનારા; આ વિશ્વ પ્રપંચને ફરીફરીને નાનકડા ઘાસસમ અવલોકનારા; અને અખણ્ડ એવો પરમાનન્દ જ્ઞાનનો બોધ અનુભવનારા એવા યોગીઓમાંથી કોઇકને શરીરનો ત્યાગ ન કર્યો હોય છતાં શિવની કૃપાથી સુલભ કોઇએક માર્ગ મળી જાય છે. ૯૦.

---

*એક પ્રતમાં છેલ્લાં બે ચરણો આ પ્રમાણે છે:

अत्यागेऽपि तनोरखण्डपरमानन्दावबोधस्पृहां
मर्त्यः कोऽपि शिवप्रसादसुलभां संपत्स्यते योगिनाम् ।

એનો અર્થ આ પ્રમાણે છે: આ દેહનો ત્યાગ ન કર્યા છતાં, યોગીઓની અખંડ પરમાનંદનાં જ્ઞાનની સ્પૃહા જે શિવની કૃપાથી સુલભ છે તે કોઇક જ મૃત્યુવશ માનવીને મળે છે.

જીવન્મુક્તની દશાને કોણ પામે છે, આ દેહે જ બ્રહ્માનન્દનો અનુભવ કોણ કરે છે તેવો પ્રશ્ન થાય તેના જવાબમાં આ શ્લોક છે. ભોજન માટે એક હથેલી કે ખોબાને જ પાત્ર માનનારા; પ્રકૃતિથી જ શુદ્ધ ભિક્ષાન્ન તે વનમાં મળેલું કંદ મૂળ ફળ આદિનું ભોજન છે અને એવા ભોજનથી સંતોષ માનનારા; શ્મશાનમાં કે વનમાં કે પર્વતમાં કે નદીના કાંઠાપર ગમે ત્યાં સુખે બેસનારા; વળી ફરીફરીને વિચાર કરે તોપણ છેવટે તો આ વિશ્વ–સંસારને અલ્પ તૃણ સમાન જ જોનારા તો ઘણાએ મળે છે, પણ કહે છે કે આ શરીરનો ત્યાગ કર્યા વિના અખંડ પરમાનન્દનું પૂર્ણ ભાન અનુભવનારા યોગીઓ તો થોડા જ હોય છે. તેવાઓને શિવની કૃપાથી સુલભ મોક્ષ માર્ગ મળી જાય છે. મોક્ષ માર્ગ કેટલો કઠિન છે તેનું આમાં સૂચન છે. જીવન્મુક્ત દશાવાળા યોગીઓનો મોક્ષ માર્ગ શિવની કૃપાથી જ સુલભ થાય છે, એ કહેવાનું રહસ્ય છે.

ઇતિ શ્રીવૈરાગ્યશતક નામનાં વ્યાખ્યાનમાં શિવાર્ચન

નામનું નવમું દશક પૂર્ણ થયું.

---

## દશમું દશક–અવધૂતની ચર્યા

જીવન્મુક્તની દશા ભોગવનારાને અત્રે અવધૂત કહ્યા છે. સ્નાનાદિથી જાતે બાહ્ય શુદ્ધ થઈને શિવનું બાહ્ય વિધિથી અર્ચન કરી પછી અંતર ધ્યાન કર્યાથી અવધૂતનાં ભાવનું ફળ મળે છે, શરીરનો ત્યાગ ન કર્યો હોય તોપણ શિવની કૃપાથી અખંડ બ્રહ્માનન્દનાં ભાનનો અનુભવ થાય છે એમ કહ્યું; ત્યારે અવધૂત કેમ જીવન ગાળે છે તે પ્રશ્નના ઉત્તરમાં આ દશકનું માહાત્મ્ય છે. અવધૂત બ્રહ્મની સાથે પોતાના આત્માનું ઐક્ય કરવામાં સદા તત્પર રહે છે; તેનામાં આ વિશ્વ પ્રપગ્-ચની, મારુંતારું એવા ભેદની બુદ્ધિ હોતી નથી. પોતાનામાં જગત્ અને જગત્માં પોતે છે, એવી તેની દૃઢ માન્યતા થાય છે અને તે જ પ્રમાણે વર્તે છે. આવી મનોદશા ભોગવે તે અવધૂત, જીવન્મુક્ત દશાવાળો યોગી.

शार्दूलविक्रीडित

**कौपीनं शतखण्डजर्जरतरं कन्था पुनस्तादृशी**
**नैश्चिन्त्यं निरपेक्षमैक्षमशनं निद्रा श्मशाने वने ।**

स्वातन्त्र्येण निरङ्कुशं विहरणं स्वान्तं प्रशान्तं सदा
स्थैर्यं योगमहोत्सवेऽपि च यदि त्रैलोक्यराज्येन किम् ॥

સેંકડો કકડાવાળો અને અતિ જીર્ણ એવો લંગોટ તેમ જ તેવી જ ગોદડી, ચિન્તારહિતપણું, કોઇ પણ પ્રકારની અપેક્ષા વિના ભિક્ષાભોજન, શ્મશાનમાં કે વનમાં નિદ્રા, સ્વતંત્રતાથી નિરંકુશપણે ફરવુંહરવું, પોતાનું ચિત્ત સદા પ્રસન્ન અનેસમાધિરૂપી મહોત્સવમાં પણ સ્થિરતા, આટલુંજ જો હોય તો ત્રણ લોકના રાજ્યની પરવા નથી. ૯૧.

જીવન્મુક્ત જે હોય છે તેને નગ્નાવસ્થાની ચિંતા હોતી નથી; કદિ નગરમાં જાય તો લોકવ્યવહાર માટે સેંકડો સાંધાવાળી અતિ જીર્ણ લંગોટ અને તેવી જ ગોદડી હોય તો તેટલાંથી તે સુખ માને છે; કોઈ પણ જાતના આ દેહના અને આલોકના વિષયભોગની ચિન્તાથી મુક્ત રહેવાની જ તે ઇચ્છા કરે છે; અપેક્ષા વિના વૃક્ષો પાસેથી ફળાદિ મળે તેનું જ ભોજન માંગે છે; શ્મશાનમાં કે વનમાં ગમે ત્યાં તે નિદ્રા ભોગવી શકે છે, તેને મહેલ, પલંગ કે મશરૂની ગાદી કે ઓઢવાનાં જોઇતાં નથી. તેની પોતાની નજરે લંગોટ કે કન્થા—ગોદડીની પણ જરૂર નથી. તે કોઇ પણ પ્રકારના પ્રતિબન્ધ વિના સ્વચ્છન્દપણે હરેફરે છે, તેમ તે કોઇની આડે આવતો નથી. જગતનો સર્વ આનંદ તેના પોતાનામાં જ તે ભોગવે છે. તેનું ચિત્ત સદા પ્રસન્ન અને શાંત રહે છે અને પોતાનામાં રહેલ આત્માને પરમાત્મા સાથે એકતાર કરે છે. પોતાનામાં ને પોતાનામાં જ એ સદા ગુલતાન રહે છે. એ મારે સમાધિ કરવી છે, એવી તે દોડધામ કરતો નથી. જોતજોતાંમાં તેનું મન સમાધિ ચઢાવી શકે એટલી સ્થિરતા તેનામાં હોય છે. તેને ત્રણ લોકોનું રાજ્ય મળે તોપણ તે દૂર રહે છે, કારણ કે તે સર્વથી શ્રેષ્ઠ બ્રહ્માનન્દનો અખંડ અનુભવ કરે છે.

તીલાંગની પ્રતમાં બીજું, ત્રીજું અને ચોથું ચરણ આ પ્રમાણે છે.

निश्चिन्तं सुखसाध्यभैक्षमशनं शय्या श्मशाने वने ।
मित्रामित्रसमानताऽतिविमलाचिन्ताथ शून्यालये ।
ध्वस्ताशेषमदप्रमादमुदितो योगी सुखं तिष्ठति ॥

આનો અર્થ આ પ્રમાણે છે: ચિન્તારહિતપણું; સુખથી મળી શકે તેવું કન્દમૂળનું ભિક્ષાન્નનું ભોજન; શ્મશાનમાં કે વનમાં શય્યા કરવી; મિત્ર અને શત્રુ વચ્ચે સમભાવ; શૂન્ય મંદિરમાં કે સ્થાનમાં અતિ-વિમલ ચિન્તા અથવા ધ્યાન કરવું; સંપૂર્ણ મદ અને પ્રમાદના નાશથી આનંદ પામતો એવો યોગી સુખે રહે છે.

હવે કોઈ પ્રશ્ન કરશે કે, ભાઈ, અત્યન્ત સુખ ત્રૈલોક્યના રાજ્ય-માં છે નહિ તે કારણે તમે ત્રૈલોક્ય રાજ્યનો નિષેધ કર્યો છે અને લંગોટી આદિ સંપત્તિ ઘણી ઉત્તમ છે એવું બતાવ્યું, પણ તેમાં ભૂલ છે. કારણ કે લંગોટ આદિ પણ અત્યન્ત પ્રલોભન કરાવનારાં છે. ત્યારે તેના જવાબમાં કહે છે કે જે બુદ્ધિવાન્ છે તેને લોભ થતો નથી. તે તો આખા બ્રહ્માણ્ડને પણ તુચ્છ ગણે છે તે દૃષ્ટાન્ત સહિત બતાવે છે.

अनुष्टुप्

**ब्रह्माण्डं मण्डलीमात्रं किं लोभाय मनस्विनः ।**
**शफरीस्फुरितेनाब्धिः क्षुब्धो न खलु जायते ॥ ९२ ॥**

**એક નાનકડા દડા જેટલું બ્રહ્માણ્ડ એક બુદ્ધિવાન્ પુરુષને લોભાવવાને શું બીસાતમાં છે? એક નાનકડી શફરી માછલીના ફડફડાટથી સમુદ્ર કાંઇ ખરેખરો ખળભળતો નથી. ૯૨.**

બ્રહ્માણ્ડમાં ચૌદ ભુવન સમાયાં છે એટલું મોટું બ્રહ્માણ્ડ છે. પણ ધીર અને બુદ્ધિમાન્ માણસ એવાં મોટાં બ્રહ્માણ્ડને એક નાન-કડો દડો ગણે છે. અવધૂતની દશાએ પોહોંચેલાને બ્રહ્માનન્દનાં જ્ઞાન, અનુભવ આગળ બ્રહ્માણ્ડ તુચ્છ લાગે છે, તે કાંઈ તેથી લોભાતો નથી. તોપછી એ બ્રહ્માણ્ડના એક ખુણામાં પડેલાં ત્રણ લોકના રાજ્યથી તો ના જ લોભાય તે ઘણું સ્પષ્ટ છે. ભર્તૃહરિ તેના સમર્થનમાં દૃષ્ટાન્ત આપે છે. તે કહે છે કે સમુદ્રમાં શફરી નામની એક નાનકડી માછલી થાય છે. એ માછલી સમુદ્રમાં ઘણી ઉડાઉડ કરે છે, ખળભળાટ કરે છે, પણ તેથી કાંઇ સાગર ખળભળતો નથી. તેમ બુદ્ધિમાનનું (અવધૂતનું) હૃદય એક સાગર જેવું છે અને તેમાં ત્રણ લોકનું રાજ્ય કે બ્રહ્માણ્ડ એ એક નાનકડી માછલી જેવાં છે, એટલે કૌપીન જેવાની અસર તેના પર થાય નહિ.

તીલાંગની પ્રતમાં બીજું ચરણ આ પ્રમાણે છે:

शफरीस्फुरिते नाब्धेः क्षुब्धता जातु जायते ।

શફરીના ફડફડાટથી સમુદ્રની ક્ષુબ્ધતા થતી નથી.

હવે જીવન્મુક્તનો વૈરાગ્ય કેવા પ્રકારનો છે તે કહે છે:

शार्दूलविक्रीडित

**मातर्लक्ष्मि भजस्व कंचिदपरं मत्काङ्क्षिणी मास्म भू-**
**र्भोगेषु स्पृहयालवस्तव वशे का निःस्पृहाणामसि ।**
**सद्यःस्यूतपलाशपत्रपुटिकापात्रे पवित्रीकृतै-**
**र्भिक्षावस्तुभिरेव संप्रति वयं वृत्तिं समीहामहे ॥ ९३ ॥**

**હે લક્ષ્મિમાત, તું કોઈ બીજાને ભજ; મારી ઇચ્છા રાખનારી મા થા; ભોગોમાં સ્પૃહા રાખનારા પુરુષો તારે વશ છે, પણ મારા જેવા નિસ્પૃહીઓને તું કોણ છો? હવે અમે તત્કાલ બનાવી લીધેલા પલાશ વૃક્ષના પત્રના પડિયારૂપ પાત્રમાં પવિત્ર કરેલી ભિક્ષામાં મળેલી વસ્તુઓથી જ જીવન ગાળવાની ઇચ્છા રાખીએ છીએ. ૯૩.**

લક્ષ્મી સર્વ પ્રકારના ભોગો, કામનાઓ પૂરી પાડવાનું એક મહા સાધન છે. જીવન્મુક્ત પુરુષ તે મુખ્ય વસ્તુને જ ઉદ્દેશીને કહે છે કે, હે લક્ષ્મિ માતા, આટલો સમય હું તારો મોટો ભક્ત હતો, તેં મારું રક્ષણ માતાની માફક કર્યું, પણ હવે તારાથી મળતા સુખ કરતાં મોટા સુખની હું ઇચ્છા રાખું છું, માટે મેં તારો ત્યાગ કર્યો છે તો તું હવે કોઇ બીજા ભાગ્યવાનને પોષ; મારી ઇચ્છા કરવાનું હવે તું છોડી દે. જેઓને સ્ત્રીપુત્ર ધનના ભોગો ભોગવવા છે તેઓ તારે વશ રહે છે. તું પૂછશે કે, ત્યારે તું તે કોણ છો? હું એટલું જ કહીશ કે, હું નિઃસ્પૃહી છું અને ભોગવિલાસની સ્પૃહા વિનાના નિઃસ્પૃહીઓને તારી પરવા નથી. હે મા, તું મારી દયા ખાતાં પૂછશે કે, ત્યારે તું કેમ ખાશે, શું ખાશે? તેનો ખુલાસો હું આ પ્રમાણે કરું છું કે, વનમાં ઘણાં લીલાં વૃક્ષો છે તેમાં પલાશ (ખાખરા)નાં અને પદ્મનાં પાંદડાં જાતે પવિત્ર છે એટલે

તેનાં પત્રાવલિ હડિયામાં ખાવાનો દોષ નથી. તે પાંદડાંનાં હું પડિયા બનાવીશ અને તેમાં સ્વાભાવિક રીતે જ પવિત્ર એવી ઈશ્વરી વનની વસ્તુઓ ફળ મૂળ કંદ લેઇશ અથવા કોઈ પવિત્ર ભક્તે બનાવેલું અન્નાદિ વગર માંગ્યે મળશે તે લેઇશ અને ખાઇશ. હે મા, એ રીતે મેં જીવન ગાળવાનો વિચાર કર્યો છે એટલે તારા સંબંધની મને જરૂર નથી. જેનાં પાંદડાં જાતે પવિત્ર છે અને બીજાને પવિત્ર કરે છે તેમાં સ્વાભાવિક પવિત્ર વસ્તુઓ પડે—અથવા તેમાં પડેલી વસ્તુઓ પણ પવિત્ર બને એટલે પછી અડચણ હોય જ નહિ.

તીલાંગની પ્રતમાં भिक्षासक्तुभिः એવો પાઠ છે. સક્તુનો અર્થ સાથવો થાય છે, પણ સક્તુ કરતાં વસ્તુ પાઠ વધારે વ્યાપક છે.

હવે યોગીઓની સાર્વભૌમ પદ સાથે સમાનતા છે તે કહે છે:

शिखरिणी

**महाशय्या पृथ्वी[1] विपुलमुपधानं भुजलता**
**वितानं चाकाशं व्यजनमनुकूलोऽयमनिलः ।**
**शरच्चन्द्रो दीपो[2] विरतिवनितासङ्गमुदितः**
**सुखी शान्तः शेते मुनिरतनुभूतिर्नृप इव ॥ ९४ ॥**

અખંડિત ઐશ્વર્યવાળા, વિશેષ રતિવાળી એક વનિતાના સંગથી આનંદ પામતા કોઇએક રાજાની પેઠે, જેની વિભૂતિ અખંડ રહી છે એવા અને વૈરાગ્ય રૂપી વનિતાના સંગથી આનંદ પામતા એવા, એક મુનિને પૃથ્વી મોટી શય્યા છે, ભુજલતા ( હાથ ) વિશાળ તકિયો છે, આકાશ ચાદર છે, આ અનુકૂળ અનિલ (પવન) પંખો છે, શરદ્‌નો ચંદ્ર દીપક છે, એ મુનિ સુખી છે, શાન્ત છે અને સુખે સુવે છે. ૯૪.

---

૧ તીલાંગની પ્રતમાં આ પાઠો છે. मही रम्या शय्या રાજાને પક્ષે મોટી સુંદર શય્યા. મુનિને પક્ષે પૃથ્વી સુંદર શય્યારૂપ છે. ૨ स्फुरद्दीपश्चन्द्रो રાજાને પક્ષે ઝગઝગતા ઠંડા દીવા છે. મુનિને માટે પ્રકાશમાન-ચન્દ્ર દીપક છે.

આ શ્લોકમાં જીવન્મુક્ત મુનિ અને સાર્વભૌમ રાજાની સમાનતા દર્શાવી છે. સુખી અને શાન્ત બન્ને જણા સુવે છે, એ સામાન્ય ધર્મ છે. રાજાને સુવાને માટે મોટા પલંગવાળી શય્યા છે; તો મુનિને તેથી મોટી વિશાળ પૃથ્વી છે. પૃથ્વી શબ્દ પૃથુ એટલે વિશાળતાપરથી યોજાયો છે અને અત્રે ખાસ વાપર્યો છે. રાજાને માથું મૂકવા માટે મોટા તકિયા જોઇએ, તો મુનિના હાથ તેનાથી મોટા છે, તે તકિયા તરીકે ખપ લાગે છે. રાજાને ઓઢવાને માટે સુંદર ચાદર છે તો મુનિને તેથી મોટું વિશાળ આકાશ છે; રાજાને તાપ ન લાગે માટે પંખાથી પવન નંખાય છે, તો મુનિને ખુલ્લા પ્રદેશમાં અનુકૂળ પવનથી કુદરતી ઠંડક મળે છે; રાજાને માટે દીવા છે, તો મુનિને માટે ઈશ્વરનો શરદ્નો ચન્દ્ર છે કે તેમાં પ્રકાશ વિશેષ અને વળી ઠંડક આપે છે. રાજાને માટે સર્વ વસ્તુઓ યત્નથી સિદ્ધ થાય છે; જીવન્મુક્તને સર્વ વસ્તુઓ વિના પ્રયત્ને સિદ્ધ થાય છે. રાજા જ્યારે વિશેષ રતિ કરનારી એક સ્ત્રીના સંગથી આનંદમાં સુવે છે ત્યારે જીવન્મુક્તને વિરક્તિરૂપ વનિતાના સમાગમથી આનંદે સુવાનું મળે છે. બન્ને તેથી આનન્દપૂર્ણ છે અને શાન્ત છે અને સુખે સુવે છે.

આ શ્લોકમાં રૂપક સાથે મિશ્ર થયેલો ઉપમા નામનો અલંકાર છે. રાજા ઉપમાન છે અને ઉપમેય મુનિ છે. ઉપમેયની આમાં અધિકતાની પ્રતીતિ થાય છે, અને તેથી વ્યતિરેક અલંકાર થાય છે. એટલે કે એક અલંકાર વડે બીજા અલંકારનો ધ્વનિ નીકળે છે.

યોગીશ્વર કોને કહે છે તે માટે આ શ્લોક જાણવા જેવો છે.

निवृत्तः सर्वतत्त्वज्ञः कामक्रोधविवर्जितः ।
ध्यानस्थो निष्क्रियो दान्तस्तुल्यमृत्काञ्चनो मुनिः ॥

જે નિવૃત્તિપરાયણ હોય, સર્વ તત્ત્વનો જાણકાર હોય, જેણે કામ ક્રોધનો પૂર્ણ ત્યાગ કર્યો હોય, ધ્યાનમાં—સમાધિમાં રહેતો હોય, કોઇ વ્યાપાર ના કરતો હોય, દાન્ત—ઉદાર હોય, જેના મનને માટી અને સોનું સરખા જ છે તે મુનિ અથવા અવધૂત હોય છે.

હવે યોગીનાં સ્વરૂપનું વર્ણન કરે છે.

शार्दूलविक्रीडित

**भिक्षाशी जनमध्यसङ्गरहितः स्वायत्तचेष्टः सदा**
**हानादानविरक्तमार्गनिरतः कश्चित्तपस्वी स्थितः।**

**रथ्याकीर्णविशीर्णजीर्णवसनः संप्राप्तकन्थासनो**
**निर्मानो निरहंकृतिः शमसुखाभोगैकबद्धस्पृहः ॥९५॥**

જે ભિક્ષાનું અન્ન ખાનારો હોય, જે જનસમાજમાં આસક્તિ વિના રહેતો હોય, જેના વ્યાપારો સદા સ્વાધીન હોય, જે ત્યાગ કરવામાં કે લેવામાં વિરક્તિના માર્ગ પર પ્રેમ રાખતો હોય, જે રસ્તામા નાંખી દીધેલાં ફાટેલાં જૂનાં વસ્ત્ર પેહેરતો હોય, જેને એવી જ નાંખી દીધેલી ફાટેલી જૂની ગોદડીનું આસન હોય અથવા ઓઢતો હોય, જે માન–અભિમાન રહિત હોય, જેનામાં અહંભાવ ના હોય, જેને શમતા એટલે નિર્વિકાર ચિત્તની સ્થિતિમાં મળતા આનંદાતિશયમાં જ સ્પૃહા રાખી હોય એવો કોઇક જ તપસ્વી હોય છે. ૯૫.

ભિક્ષાશી એટલે શરીર ટકાવવા માટે ભિક્ષાથી મળેલાં અન્ન અથવા વનમાં વૃક્ષપરથી વનમાંગ્યા મળેલાં ફળનો જ આહાર તે જીવન્મુક્ત કરે છે, તે સમાજમાં રહે છે, છતાં કોઇ પણ વસ્તુમાં તેની આસક્તિ હોતી નથી. 'સંસારસુ સરસો રહે, મન રાખ મારી પાસ'નો જ અનુભવ કરે છે. सङ्गात्संजायते कामः એમ કહે છે, પણ અવધૂતને કમળપત્રને જળ વળગે તેમ મનુષ્યનો સંગ વળગે છે. વળી સંસારમાં રહ્યા છતાં તેના સર્વ વ્યાપારો સ્વાધીન હોય છે. તે પોતાની સ્વતંત્ર–નિરંકુશિત ઇચ્છાનુસાર વિહાર કરે છે. તે કોઇને કાંઇ આપ્યું હોય તો તે માંગવા જતો નથી અને આપવા આવે તો લેવા યોગ્ય છે કે નહિ તેનો વિચાર કરતો નથી. એટલે કે તે આપવાલેવામાં બુદ્ધિશૂન્ય જેવો વર્તે છે. निस्त्रैगुण्ये पथि विहरतां को विधिः को निषेधः । જેઓ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોના અભાવના માર્ગમાં વિહાર કરે છે તેઓને વળી વિધિ શો અને નિષેધ શો? તે તો કર્મનાં બંધનમાં ન સપડાવાય તેનો જ ખ્યાલ કરે છે. પેહેરવા ઓઢવા પાથરવા માટે રસ્તામાં નાંખી દીધેલાં ફાટેલાંતૂટેલાં જૂનાં ચીથરાંથી જ તે ચલાવે છે. તેમાં તેને સુખદુઃખ થતું નથી, પણ આનંદ થાય છે. चीराणि किं

पथि न सन्ति दिशन्ति भिक्षाम्। એનો તે સાક્ષાત્કાર અનુભવ કરે છે. કોઈ તેનું માન કરે કે અપમાન કરે, નિંદા કરે, તેથી તેને સુખદુઃખ થતું નથી જે કાંઈ તે કરે તેમાં તેની અહમહમિકા વૃત્તિ નથી હોતી. તે તો મેં કર્યું, મારૂં કર્યું એવા મમત્વ વિના જ કામ કરે છે. કામ–કર્મની સાથે પોતાની એકતા થવા દેતો નથી કે જેથી ફળની જાળમાં તેને બંધાવું પડે. બ્રહ્મજ્ઞાનથી થતા આનન્દનો અનુભવ કરવો, ચિત્તને નિર્વિકારી રાખવું, વિષયોના ભોગથી દૂર રહેવું એ જ તેની ઇચ્છા હોય છે. આવો જીવન્મુક્ત જવલ્લે જ જણાય છે.

આ શ્લોકમાં રથ્યાકીર્ણ અને સંપ્રાપ્ત એ બે વિશેષણોથી બાહ્ય વૈરાગ્ય જણાવ્યો છે. વળી चारु यथावद्वस्तुवर्णनम्। જેમ જેવી વસ્તુ હોય તેમ તેવું જ વર્ણન કરવું તેને સ્વભાવોક્તિ કહે છે, અને અત્રે જીવન્મુક્તની સ્વાભાવોક્તિ છે.

હવે યોગીઓ, મુનિઓ, અવધૂતો, જીવન્મુકતોને માન અને અપમાન બન્ને સમાન હોય છે તે કહે છે.

शार्दूलविक्रीडित

**चण्डालः किमयं द्विजातिरथवा शूद्रोऽथ किं तापसः**
**किं वा तत्त्वविवेकपेशलमतिर्योगीश्वरः कोऽपि किम्।**
**इत्युत्पन्नविकल्पजल्पमुखरैराभाष्यमाणा जनै-**
**र्न क्रुद्धाः पथि नैवतुष्टमनसो यान्ति स्वयं योगिनः॥९६॥**

આ તે ચણ્ડાલ છે કે શું અથવા દ્વિજાતિ છે કે શું અથવા શૂદ્ર છે કે શું અથવા તાપસ છે કે શું અથવા તત્ત્વનો વિવેક કરવામાં તત્પર મતિવાળો કોઇ યોગીશ્વર છે કે શું, એ પ્રકારે ઉલટસુલટ વાકયો બોલવામાં વાચાલ પુરુષોથી આક્ષેપો રસ્તામાં સંબોધાતા છતાં યોગીઓ તેથી ગુસ્સે નથી થતા કે નથી ખુશ થતા પણ પોતે શાન્ત ચાલ્યા જાય છે. ૯૬.

આગલા શ્લોકોમાં અવધૂતની બાહ્ય ચર્યાનું જે વર્ણન કર્યું છે તે જોઇને કોઈ એમ કહે કે આ જાય છે તે કોઇ ચંડાલ છે કે અંત્યજ છે?

ખરો બ્રાહ્મણ છે કે શૂદ્ર છે? जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते। એ વચન અનુસાર તે બ્રાહ્મણ છે કે શૂદ્ર છે? અથવા આ તે શૂદ્ર છે કે વૃષલ છે? અથવા તાપસ—તપસ્વી છે કે વનમાં વસનારો કોઇ જંગલી છે? અથવા તત્ત્વનો જાણકાર કોઈ મોટો બુદ્ધિમાન્ યોગીશ્વર છે? આવા આવા તર્કવિતર્કો મોટેથી થાય અને રસ્તે જતાં—આવતાં યોગીઓ તે સાંભળે કે તેમને કોઈ સંભળાવે, ત્યારે પ્રતિકૂલ શબ્દો સાંભળતાં તેઓ ક્રોધ કરતા નથી તેમ અનુકૂલ સાંભળતાં મનમાં ખુશ થતા નથી. એ બ્રહ્મનિષ્ઠ અવધૂતો તો મુંગા મુંગા શાન્ત ચાલ્યા જ જાય છે.

શ્રીભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણનાં આ વચનો મુનિ, જીવન્મુક્ત, અવધૂતો, યોગીઓ માટે કહ્યાં છે:—

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम्।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः॥
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः।
ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः॥
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः।
दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः॥
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते। ઇત્યાદિ.

(ભાષાંતર—ન્યુસ પ્રેસની ગીતા જુઓ)

હવે જીવન્મુક્તની હિંસા આદિ વગરની વૃત્તિ કહે છે:

शार्दूलविक्रीडित

**हिंसाशून्यमयत्नलभ्यमशनं धात्रा मरुत्कल्पितं**
**व्यालानां पशवस्तृणाङ्कुरभुजः सृष्टाः स्थलीशायिनः।**
**संसारार्णवलङ्घनक्षमधियां वृत्तिः कृता सा नृणां**
**तामन्वेषयतां प्रयान्ति सततं सर्वे समाप्तिं गुणाः॥९७॥**

સર્પોને માટે જેમાં હિંસા છે નાહુ અને જે વગર યત્ને મળે છે એવું વાયુરૂપી ભોજન બ્રહ્માએ બનાવ્યું

**છે; વળી કુમળાં ઘાસ ખાનારા અને ગમે ત્યાં જમીનપર સૂઈ રહેનારા પશુઓ પેદા કર્યા છે. પણ સંસારરૂપ સાગરનું ઉલ્લંઘન કરવામાં સમર્થ જેમની બુદ્ધિ છે એવા મનુષ્યોની જીવનવૃત્તિ એવી બનાવી છે કે જેનું શોધન કરતાં કરતાં સર્વે ગુણોની હુંમેશાં સમાપ્તિ જ થઇ જાય છે. ૯૭.**

આગલા શ્લોકમાં એમ કહ્યું કે, વગર પ્રયત્ને, સેહેલથી, હિંસા કર્યા વિના જે અન્ન ફળ મૂળકંદ મળે તેજ યોગીઓ ખાય છે, ગમે ત્યાં યોગીઓ સુખે સૂવે છે, વનનો વાયુ ભોગવે છે, ચિન્તા હોતી નથી, ગમે ત્યાં સ્વચ્છન્દે ફરી શકે છે. યોગીઓનાં આવા લક્ષણો કહ્યાં તેથી કોઇએ કહ્યું કે સર્પો, પશુઓ વગેરેનો વિચાર કરો, તેમની જીવનવૃત્તિ સાથે યોગીઓની જીવનવૃત્તિની સમાનતા થાય છે અને મનુષ્યોમાં કાંઇક વિશેષ બુદ્ધિ છે. એના જવાબમાં આ શ્લોક છે. પ્રતિવાદી કહે છે કે, સર્પો જેવાં ભયંકર ઝેરીલાં જીવો માટે વગર હિંસાએ, વગર પ્રયાસે મળે તેવો ખાદ્ય પદાર્થ પવન બ્રહ્માએ પેદા કર્યો છે અને પશુઓને જીવવા માટે વગડાનું કુમળું ઘાસ બનાવ્યું છે અને તેઓ જમીનપર ગમે ત્યાં સૂઈ શકે છે: અને માણસને તો અન્ન મેળવવા માટે, ઓઢવાનાં વસ્ત્રો માટે અને રેહેવાના ઘર માટે કેટલી મેહેનત કરવી પડે છે ? ખેતી કરે, ખાતર નાંખે વરસાદ આવે ત્યારે જેમતેમ ખાવાનું અને ઓઢવા પહેરવાનાં સાધન બનાવવા માટે કપાસ મળે છે. વળી પશુઓથી ભિન્નતા બતાવવાને માણસને બુદ્ધિ—વિચારશક્તિ આપી છે. પશુઓને જો કે કામ વાસના છે, પણ તેઓને સંસાર નથી. સ્ત્રી, પુત્ર, મિત્ર આદિ ધારાવાહી સંસાર માણસ જાતિને છે અને ભોગવવાને એ સંસારાર્ણવને તરી જવા માટે બુદ્ધિ આપી છે. ખરેખર બ્રહ્માએ માણસને બુદ્ધિ આપી પણ અન્ય જીવોના જેમ સ્વાભાવિક ભોજન અને શયન આપ્યું નથી એ માણસ જાતિનું મોટું દુ:ખ છે. સંસારાર્ણવ તરવા માટે આપેલી બુદ્ધિવડે જીવનવૃત્તિનાં સાધનોની શોધ કરતાં કરતાં માણસની આખી જીન્દગી ખલાસ થાય છે, તેના સત્ત્વ રજસ્તમસ્ જનિત સર્વે ગુણોનો અંત આવે છે. આ પ્રમાણે કુતર્ક થઈ શકે, પણ યોગી કહે છે કે ના, તમારી સમજફેર છે. જેમ પશુઓને સ્વાભાવિક અન્ન અને જળ,

સૂવાને સ્થળ આદિ છે તેમ તમને પણ વગર માંગ્યે વનમાં પણ ફળમૂળ કંદ, સૂવાને સ્થાન આદિ મળે છે, માટે તમે આ તમારા બનાવટી—કૃત્રિમ સંસાર માર્ગને ત્યાગી સ્વાભાવિક વૈરાગ્ય માર્ગપર ચાલો. યોગી આ વચનને અનુસરે છે:

यो मे गर्भगतस्यापि वृत्तिं कल्पितवान्प्रभुः ।
शेषवृत्तिविधानाय सुप्तः किं नु मृतोऽपि वा ॥

યોગી કહે છે કે ગર્ભમાંથી આવેલા એવા મારી પણ જીવનવૃત્તિની કલ્પના કરનાર જે ભગવાન્ છે તે બાકીની વૃત્તિનું વિધાન કરવામાં શું ઊંઘતો હતો કે મરી ગયો? જવાબ નકારમાં છે કે, ઈશ્વર ઉંઘતો નથી તેમ મરી ગયો નથી, અને તેથી હિંસા જેમાં નથી, જેમાં સ્વેચ્છાથી ઈશ્વરે આપેલાં ફળ શરીર નિભાવવાને મળી રહે છે, જેમાં ઓઢવા પાથરવા સૂવાની ચિન્તા રહેતી નથી, ગમે ત્યાં રહી શકાય છે તેવું જીવન ગાળવાનું યોગી પસંદ કરે છે; રજસ્ અને તમસ્ દોષોથી તે અલિપ્ત રહે છે અને પોતાનાં ચિત્તને સ્થિર કરી પોતાના આત્માનું પરમાત્મામાં અનુસંધાન કરવાનું કર્તવ્ય માને છે.

તેની નિવૃત્તિનો પ્રકાર આ પ્રમાણે છે:—

मन्दाक्रान्ता

**गङ्गातीरे हिमगिरिशिलाबद्धपद्मासनस्य**
**ब्रह्मध्यानाभ्यसनविधिना योगनिद्रां गतस्य ।**
**किं तैर्भाव्यं मम सुदिवसैर्यत्र ते निर्विशङ्काः**
**कण्डूयन्ते जरठहरिणाः स्वाङ्गमङ्गे मदीये ॥ ९८ ॥**

ગંગાને તીરે હિમગિરિની શિલાપર પદ્માસન વાળીને બેઠેલા અને બ્રહ્મનું ધ્યાન ધરવાના અભ્યાસની વિધિથી યોગનિદ્રામાં પડેલા એવા હુંના—મારા શુભ દિવસો આવશે

---

૧ તીલાંગની પ્રતમાં છેલ્લું ચરણ આ છે:—संप्राप्स्यन्ते जरठहरिणाः शृङ्गकण्डूविनोदम् ॥ ઘરડાં હરિણો પોતાનાં શિંગડાં મારા શરીર સાથે ઘસવાનો વિનોદ પ્રાપ્ત કરે છે. એવો અર્થ.

**શું કે જ્યારે ત્યાં વૃદ્ધ હરિણો મારાં અંગ સાથે પોતાનાં અંગને જરા પણ શંકા રાખ્યા વિના ઘસશે? ૯૮.**

નદીઓના કાંઠા કે સમુદ્રના કિનારા કે ઉંચાં ડુંગરો કે જ્યાંથી નદીઓ વહે છે તે જળાશયોને યોગીઓ પસંદ કરે છે; તેનાં કારણોમાં એક શાન્તિ અને બીજું જળમાં રહેલી શીતળતા અને સુલભતા છે. તપ-ધ્યાન કરનારને શીતળ જળ, શાંતિ અને ફળફુલ કંદમૂળની આવશ્યકતા રહે છે. અત્રે તેથી બ્રહ્મનું ધ્યાન કરવા માટે હિમગિરિમાંથી નીકળતી ગંગાના ઉચ્ચ પ્રદેશમાં શીતળ શિલાપર બેસી ધ્યાન ધરવાનું કહ્યું છે. બીજું ઘરડાં હરિણો નિશંકતાથી પોતાનાં શરીર યોગનિદ્રાવશ થયેલાનાં શરીર સાથે ઘસીને ચેળ ઉતારે એમ કહેવામાં હેતુ અત્યંત ધ્યાનમગ્ન થવાની આતુરતા બતાવી છે. 'ધ્યાનમાં એટલા બધા મસ્ત થવું કે હરિણો ચેળ ઉતારવાને જોરથી પોતાનાં શરીર યોગાભ્યાસ કરનારાનાં શરીર સાથે ઘસે તોયે યોગીનું ધ્યાન નષ્ટ ન થાય. આવા દિવસોને યોગીઓએ શુભ દિવસો માન્યા છે.

હવે કેવળ સર્વસંગનો સંપૂર્ણ ત્યાગ કહે છે:

स्रग्धरा

**पाणिः पात्रं पवित्रं भ्रमणपरिगतं भैक्षमक्षय्यमन्नं**
**विस्तीर्णं वस्त्रमाशादशकमचपलं तल्पमस्वल्पमूर्वी ।**
**येषां निःसङ्गताङ्गीकरणपरिणतस्वान्तसंतोषिणस्ते**
**धन्याः संन्यस्तदैन्यव्यतिकरनिकराः कर्म निर्मूलयन्ति ९९**

જેના હાથ જ પવિત્ર પાત્ર છે, જેમનું અન્ન ભ્રમણ કરતાં કરતાં મળેલું છે, અક્ષય્ય છે અને બીજા પાસેથી માંગી આણેલું છે, જેમનું વસ્ત્ર વિશાળ દશ દિશા રૂપ છે, જેમની શય્યા સ્થિર અને મોટી ભૂમિરૂપ છે એવા જેઓએ નિસઙ્ગતાના પરિણામનો અંગીકાર કર્યો છે અને પોતાના આત્મા વિષે સંતુષ્ટ થયેલા છે તેઓને ધન્ય છે. દીનતા જનિત દુઃખના સમૂહનો ત્યાગ કર્યો છે એવા તેઓ કર્મોને જડમૂળથી ઉખેડી નાંખે છે. ૯૯.

અમુક પ્રકારના જીવનમુક્તોને ધન્ય છે એમ કહ્યાથી સાર એ નીકળે છે કે તેઓ આદર્શ છે અને તેમનાં કર્મોને અનુસરવું ઇષ્ટ છે. જેઓએ પોતાની હથેલી અને ખોબાને ભોજનનાં અને ભિક્ષાનાં પાત્ર બનાવ્યા છે, તેમાં જે નિત્ય શરીર નિભાવવા પૂરતું અન્નફળ લે છે, એ ભિક્ષા વનમાં કે શહેરમાં ફરીને મેળવે છે, માંગવા જતા નથી પણ લોકો ખુશીથી આપે છે, એ ભિક્ષાનું અન્ન અક્ષય્ય અને પવિત્ર છે અને તેપર જ તે નિર્વાહ કરે છે; દિશાઓને વસ્ત્ર માની ચલાવે છે અર્થાત્ દિગમ્બર સ્વરૂપ બને છે, નગ્ન રહે છે અને પૃથ્વીને સ્થિર શય્યા માની તેપર નિદ્રા લે છે. એમની નિઃસંગતામાં જ એમની સ્વતંત્રપૂર્ણ ચર્યાનું રહસ્ય છે, સાપેક્ષ નથી. યોગીઓની સ્વતંત્રતા પાસે રાજાઓ નમે છે, રાજ્યો ડગમગે છે. એ જીવન્મુક્તો નિઃસંગ રહે છે, અને તેઓ પોતાના જ આત્મામાં રમવામાં સંતોષ માને છે, અને દીનતાજનિત દુઃખના સમુદાયનો ત્યાગ કર્યો છે તેઓનેજ ધન્ય છે, કારણ કે તેઓ જ ધારાવાહિક જન્મપરંપરાનાં કર્મોને જડમૂળથી ઉખાડી શકે છે.

હવે છેવટે પંચમહાભૂતને સંબોધન કરે છેઃ—

शार्दूलविक्रीडित

**मातर्मेदिनि तात मारुत सखे तेजः सुबन्धो जल**
**भ्रातर्व्योम निबद्ध एव भवतामन्त्यः प्रणामाञ्जलिः**
**युष्मत्सङ्गवशोपजातसुकृतस्फारस्फुरन्निर्मल-**
**ज्ञानापास्तसमस्तमोहमहिमा लीये परब्रह्मणि ॥ १०० ॥**

હે મેદિનિ (લક્ષ્મી) સ્વરૂપ માતા, હે વાયુરૂપ પિતા, હે તેજરૂપ સખા, હે જલરૂપ સુબન્ધો, હે વ્યોમસ્વરૂપ ભ્રાત તમોને હાથ જોડીને આ છેવટની મારી પ્રણામાંજલિ છે. તમારા સંગને લીધે જે કાંઇ સુકૃત થયું તેથી વિસ્તાર પામતાં નિર્મલ જ્ઞાનના જોરથી સમસ્ત મોહ મહિમાનો ત્યાગ કર્યો છે જેણે એવો હું પરબ્રહ્મમાં લય પામું છું. ૧૦૦

યોગીન્દ્ર ભર્તૃહરિ વૈરાગ્યશતકના અંતમાં જે પંચમહાભૂતની આ સૃષ્ટિ બનેલી છે તે દરેકે દરેક પંચમહાભૂતનું સ્મરણ કરે છે. માટીની

બનેલી પૃથ્વીને તે માતા માને છે, વાયુને પિતાનું સ્થાન આપે છે; તેજ–સૂર્યને પોતાનો સખા ગણે છે, જલને તે સુબન્ધુ કહે છે; આકાશને તે આજન્મા ભ્રાતા કહે છે. શા માટે તેણે જુદાંજુદાં ભૂતને જુદુંજુદું સ્થાન આપ્યું છે તે સમજાતું નથી. હિન્દુ સૃષ્ટિની કલ્પના એ છે કે, પ્રથમ આકાશ તત્વ થયું; તેમાં પછી વાયુ આવ્યો; પછી તેજ આવ્યું; પછી જલ થયું અને પછી પૃથ્વી થઈ. જે તત્વ છેલ્લું છે તેને માતાનું, આકાશ તત્વને માજણ્યા ભાઇનું, બીજા વાયુ તત્વને પિતાનું, ત્રીજા તેજ તત્ત્વને મિત્રનું અને ચોથા જલ તત્વને સુબન્ધુનું સ્થાન વિના હેતુએ તો નાજ આપ્યું હોય.

પંચમહાભૂતને હાથ જોડી પ્રણામ કરીને યોગીન્દ્ર કહે છે કે તમારાં સમાગમથી મને સુકૃત થયું, એ સુકૃતથી નિર્મલ જ્ઞાનનો વિસ્તાર થયો અને તેથી આ મનુષ્ય દેહમાં મોહ મહિમાનો નાશ થયો. છેવટે તે પરબ્રહ્મમાં લીન થવાનું કહે છે, તેથી એમ સમજાય છે કે તેણે આ દેહે બ્રહ્માનન્દનો અનુભવ લીધો હતો એમ માનવાનું કારણ છે.

ઇતિશ્રીવૈરાગ્યશતકમાં અવધૂતચર્યા નામનું દશમું દશક પૂર્ણ થયું.

ઇતિશ્રીસુભાષિત ત્રિશતીમાં વૈરાગ્ય શતક સંપૂર્ણ થયું.

---

# વૈરાગ્ય શતક (પરિશિષ્ટ)

(મારી પાસે શ્રીયોગીન્દ્ર ભર્તૃહરિની "સુભાષિત ત્રિશતી" નામની ટીકાવાળી જે પ્રત છે તેનાં ક્રમ પ્રમાણે ભાષાંતર અને વિવરણ આપ્યું છે. હવે જે ભાષાંતર સહ શ્લોકો આપું છું તે સ્વ. તીલાંગની પ્રતમાંના વિશેષ શ્લોકો છે, અને તેમને કેટલાકો પ્રાસ્તાવિક શ્લોકો કહે છે. શાળાઓમાં અને પાઠશાળાઓમાં તીલાંગની પ્રતનો ઉપયોગ થાય છે અને તેથી વિદ્યાર્થીઓને સુગમ થવા માટે એમની આવશ્યકતા હોવાથી એ શ્લોકો ભાષાંતર સહ આપ્યા છે. એમાંના કેટલાક શ્લોકો વૈરાગ્ય શતક કરતાં શૃંગાર અને નીતિને અનુકૂળ છે અને તે તેમના યોગ્ય સ્થાને સૂચવેલું છે.)

## अथ मङ्गलम् ।

શ્રીમાન્ સમ્રાટ્, પૂજ્ય, સર્વ વિશેષ પદાર્થોના સારનો પાર જોનારા, આ વિશ્વના ઉચ્ચ ગુણોના મહિમાના અવતાર, ભર્તૃહરિ

નામના એક મહાયોગીશ્વર હતા. તેણે પોતાના યોગબળના જોરે વિરિંચિ(બ્રહ્મા)ના પ્રપંચને હાથમાંના આમલા જેવો બનાવી દીધો હતો, આ જગતરૂપ જાલને ઘાસના તણખલાંરૂપ જોઈ હતી, તે ઘણા જ કરુણાળુ હતા, તેનું અંતઃકરણ આલોકના વ્યવહારનાં પૂર્ણ જ્ઞાનને લીધે ખિન્ન થયું હતું, એટલે લોકોપર ઉપકાર કરવા માટે નીતિ, શૃંગાર અને વૈરાગ્યનું વર્ણન કરતો "સુભાષિત ત્રિશતી"નામનો એક પ્રબન્ધ રચવાનો આરંભ કર્યો. હવે આ પ્રબન્ધ નિર્વિઘ્ને પૂર્ણ થાય, સમાપ્તિ સૂધીનું ફળ મળે એવી તેના અંતરની ઇચ્છા હોવાથી શિષ્ટાચાર પ્રમાણે સર્વ ગુણપૂર્ણ પરમજ્યોતિરૂપ પોતાના ઇષ્ટ દેવતાને નમસ્કાર કરવા રૂપ મંગલ નીચે પ્રમાણેનું પ્રારંભમાં રચ્યું છે.

अनुष्टुभ्वृत्तम्

**दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ॥**
**स्वानुभूत्येकमानाय नमः शान्ताय तेजसे ॥ १ ॥ [१]**

(પૂર્વાદિ) દશ દિશા તેમ જ (ભૂતાદિ) ત્રણ કાળ આદિ વસ્તુથી જેનો નિશ્ચય થતો નથી તે અથવા એથી જે અવિનાશી છે તે,અનન્ત અને ચૈતન્યસ્વરૂપ, સ્વાનુભવ એ જ એક જેમાં પ્રમાણ છે તે શાંતિમય અને પ્રકાશરૂપ પરબ્રહ્મને હું નમસ્કાર કરુ છું.[૧] ૧

આદિ મંગળનો પ્રારંભનો શ્લોક નીતિ શતકના પ્રારંભમાં આપ્યો છે અને તે યોગ્ય સ્થાને છે. વૈરાગ્ય શતકમાં તેની માત્ર પુનરુક્તિ છે. એથી શ્લોક સંખ્યા વધારવાનું કાંઈ કારણ નથી.

યોગીશ્વર ભર્તૃહરિ પરમજ્યોતીરૂપ પોતાના ઇષ્ટ દેવને નમસ્કાર કરે છે. એ પરમજ્યોતિરૂપ દેવ કેવા છે તેનું આ શ્લોકમાં વર્ણન છે.કોઇ પણ ધર્મના અનુયાયીને બાધ ન આવે તેવા ઇષ્ટ દેવ યોગીશ્વર ભર્તૃહરિના છે એમ અત્રે જણાયા વિના ના રહેશે. પરમજ્યોતિ સ્વરૂપ ઇષ્ટ દેવતા દિક્કાલાદ્યનવચ્છિન્ન માત્ર છે,અનન્ત અથવા આનન્દમાત્ર છે, ચિન્માત્ર છે;

---

૧ વસિષ્ઠસાગરમાં પણ આ શ્લોક પ્રથમ મૂકેલો છે.

સ્વાનુભૂતિ અને એકમાન છે, અને શાન્ત છે. છ વિશેષણો પરમજ્યોતિ બ્રહ્મરૂપ ઇષ્ટ દેવનાં કહ્યાં છે. દિક્કાલાદ્યનવચ્છિન્ના એટલે–દિક્ એટલે દિશાઓ દશ ગણાય છે: પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય અને ઇશાન અને ઉપર અને નીચે; કાળ ત્રણ છે: ભૂત, ભાવિ અને વર્તમાન; આદિ શબ્દથી મુખ્ય વસ્તુઓ ઉપરાંત બીજી એવી જે ગૌણ વસ્તુઓ હોય તેનો સંગ્રહ કરવાનું સૂચવે છે.–બીજી વસ્તુઓ ગૌણ હોય, મુખ્ય ન હોય, પણ તેમનું જ્ઞાન તો હોવું જોઇએ, જો જ્ઞાન ના હોય તો શાસ્ત્રવિરોધ થાય.–અનવચ્છિન્ના એટલે સ્પર્શ ન કરનારા. દિશા, કાળ આદિ માત્રથી જે મૂર્તિ એટલે સ્વરૂપનો સ્પર્શ નથી, માપ કાહાડી શકાતું નથી અથવા સ્પષ્ટીકરણ થતું નથી કે નાશ થતો નથી તે. પરમજ્યોતિસ્વરૂપ મૂર્તિ એવી છે કે જેને દિશાઓ, કાળ આદિ કોઈ રીતે સ્પર્શ કરી શકતા નથી. એનું કારણ કે એ બ્રહ્મ વિભૂતિરૂપ છે, તેમાં નિત્યપણું છે અને તેમાં એકપણું છે, અને તેથી દેશ, કાલ અને વસ્તુ એ ત્રણેથી અલિપ્ત છે. આ પરમજ્યોતિરૂપ મૂર્તિનો કોઇ આદિ નથી તેમ અંત પણ નથી, તેનું માપજ નથી. આ મૂર્તિ ત્રણ જાતના પરિચ્છેદથી રહિતપણાવાળી હોવાથી અખણ્ડ દણ્ડાયમાના છે. ત્રણ જાતના પરિચ્છેદ કયા છે, એ શંકાના નિવારણ માટે જાણવું કે તેમાં સજાતીય સમાનજાતિપણાનો, વિજાતીય એટલે કે ભિન્નજાતિપણાનો, અને સ્વગતપણાનો–એ ત્રણે પ્રકારના ભેદરહિતપણું એ મૂર્તિમાં છે. મૂર્તિનું બીજું વિશેષણ 'અનન્ત' કહ્યું છે, પણ કોઇક પ્રતમાં 'આનન્દ' એવો પાઠ છે. આનન્દ પાઠ લેઇએ તો 'આનન્દચિન્માત્ર' એમ બનશે. 'આનન્દચિત્' એ બે શબ્દોનાં દ્વન્દ્વના છેડે જો 'માત્ર' શબ્દ આવે તો સંસ્કૃતમાં 'માત્ર' શબ્દ 'આનન્દ' અને 'ચિત્' એ દરેકની સાથે લેવામાં આવે છે. એ નિયમાનુસાર 'આનન્દમાત્ર' અને 'ચિન્માત્ર' પરમજ્યોતિરૂપ મૂર્તિનાં વિશેષણો બને છે. 'આનન્દમાત્રા' એટલે 'આનન્દમયી' અને 'ચિન્માત્રા' એટલે 'જ્ઞાનમયી.' આવી જે મૂર્તિ સ્વરૂપ તેને શ્રીભર્તૃહરિ ઉદ્દેશે છે. આ વિષયમાં શ્રુતિ, સ્મૃતિ આદિનાં આ પ્રમાણો છે: सत्यं ज्ञानमनन्तं ब्रह्म, एकमेवाद्वितीयं ब्रह्म, विज्ञान-

मानन्दं ब्रह्म, आनन्दो ब्रह्मेति व्यजानात्, आनन्दमयोऽभ्यासात्, सत्यं ज्ञानमनन्तं यत्सानन्दं ब्रह्म केवलम्। બ્રહ્મ આનન્દમય છે, જ્ઞાનમય છે, સત્યરૂપ છે, અનન્ત છે, એક જ છે,તેનો કોઈ દ્વિતીય છે જ નહિ; વિજ્ઞાનમય છે; ઇત્યાદિ તો કહ્યું; હવે स्वानुभूत्येकमानाय એ વિશેષણનો અર્થ જાણવાની અપેક્ષા રહે છે. સ્વાનુભૂતિ એટલે આત્માનુભવ, સ્વાનુભવ એ જ એક મુખ્ય પ્રમાણ જેનું છે તે પરમજ્યોતિરૂપ બ્રહ્મ. અર્થાત્ કે પોતે જ પોતાના પ્રકાશનું સાધન, પ્રમાણ છે; અન્ય પ્રમાણની અપેક્ષા તેને નથી રહેતી. એ સ્વયંપ્રકાશ છે, એ જ જ્ઞાનરૂપ છે. ઘડો હોય તો તે સમજવાને માટે આકાર અને પ્રકાશ અને આંખ જોઇએ. અંધકારમાં ઘડો પડ્યો હોય, આકાર જાણતા હોઇએ અને આંખો હોય છતાં ઘડાનું જ્ઞાન ના થાય; તેમ આંધળાને પ્રકાશ હોવા છતાં ઘડાનું જ્ઞાન થતું નથી. એમાં પ્રકાશની અને નેત્રોની અપેક્ષા રહે છે. પણ જ્યાં દીપનો પ્રકાશ જ હોય ત્યાં બીજા દીપનો પ્રકાશ નિરર્થક બને છે. દીપ પોતે જ પોતાના પ્રકાશથી પોતાનો અને બીજાનો સાક્ષાત્કાર કરાવે છે, તદ્વત્ બ્રહ્મ પોતે જ જ્યોતિરૂપ, આનન્દરૂપ, જ્ઞાનરૂપ છે, અને પોતાના પ્રકાશથી બીજાને જ્ઞાન કરાવે છે. એ બ્રહ્મનો સાક્ષાત્કાર અને અનુભવ પોતે જ કરી શકે છે, એમાં ચક્ષુ કે પ્રકાશનાં પ્રમાણપણાની જરૂર નથી રહેતી. આચાર્યો તે માટે કહી ગયા છે કે,

> स्वबोधे नान्यबोधेच्छा बोधरूपतयात्मनः ।
> न दीपस्यान्यदीपेच्छा यथा स्वात्मा प्रकाशते ॥

પોતાનો બોધ થવામાં બીજાના બોધની ઇચ્છા નથી, કારણ કે તે પોતે જ બોધરૂપ છે. જેમ એક દીપનાં જ્ઞાન માટે બીજા દીપની ઇચ્છા થતી નથી તેમ સ્વાત્મનાં પ્રકાશમાં પણ બીજાની અપેક્ષા નથી રહેતી. એક પ્રતમાં स्वानुभूत्येकसाराय એવો પાઠ છે. એનો અર્થ એ કરવો કે સ્વાનુભવ એ જ એક જેમાં સાર છે તે સ્વાનુભવથી જાણ્યું એ જ એક જેમાં સત્ય છે તે.

છેલ્લું વિશેષણ શાન્તાય છે. એનો અર્થ આ પ્રમાણે સમજવાનો છે. અજ્ઞાનતાને લીધે ચિન્તા થાય છે, અપ્રસન્નતા આવે છે. અત્રે અજ્ઞાનતા અને તેનાં ફળનાં સંબન્ધનું શૂન્યત્વ છે અર્થાત્ કે સદા પ્રસન્નતા છે. ત્યાં સદા નિષ્કળતા અને નિષ્ક્રિયતા છે. निष्कलं निष्क्रियं એવું શ્રુતિવચન છે. પરમજ્યોતિરૂપ પરબ્રહ્મનું અત્રે વર્ણન ઘણું સુંદર કરેલું છે. યોગીશ્વર ભર્તૃહરિ જોકે શંકરના ઉપાસક હતા એવું કહેવાય છે, પણ અત્રે તો પરમજ્યોતિરૂપ બ્રહ્મને નમસ્કાર કરે છે તેમ વૈરાગ્યશતકના અંતમાં પરબ્રહ્મમાં લીન થવાનું કહે છે. આ ત્રિશતીના શ્લોકો સમજતી વખતે આ મુદ્દો ધ્યાનમાં રાખવાનો છે.

સંસ્કૃતમાં 'નમઃ સ્વસ્તિ' હોય ત્યાં ચોથી વિભક્તિ કરવામાં આવે છે અને તેથી તેજસે નમઃ કહ્યું છે.

હવે કોઇ પૂછે કે યોગીશ્વર ભર્તૃહરિ જેવાએ મંગલ શા માટે કરવું? ભાષ્યકાર ભગવાન્ પતંજલિ કહે છે કે मङ्गलादीनि मङ्गलमध्यानि मङ्गलान्तानि शास्त्राणि प्रथन्ते, वीरपुरुषाण्यायुष्मत्पुरुषकाणि च भवन्ति, अध्येतारश्च प्रवक्तारो भवन्ति। આરંભમાં મંગળવાળાં કે મધ્યમાં મંગળવાળાં કે અંતમાં મંગળવાળાં શાસ્ત્રો હોય છે; એથી વીર પુરુષો અને લાંબાં આયુષ્યવાળાં પુરુષો થાય છે અને અધ્યયન કરનારા મોટા પ્રવક્તાઓ બને છે. મંગળવાળાં ગ્રન્થોનો આ મહિમા છે, અને ભગવાન્ ભાષ્યકારના વચન પ્રમાણરૂપ છે તેથી અત્રે મંગળ કરવાનું કહ્યું છે. મંગળ કેટલા પ્રકારનું થાય છે તે માટે દંડીનું વચન છે કે आशीर्नमस्क्रियावस्तुनिर्देशो वापि तन्मुखम्। આશીર્વાદાત્મક હોય, નમસ્કારરૂપ હોય અને વસ્તુનો નિર્દેશ કરવારૂપ હોય. બ્રાહ્મણ કે ગુરુ આદિ આશીર્વાદ આપે. ભર્તૃહરિ ક્ષત્રિય છે અને તેથી બીજા પ્રકારનું નમસ્કારરૂપ મંગળ કરે છે, અને છેવટે વૈરાગ્ય શતકમાં પરબ્રહ્મનાં સ્મરણરૂપ મંગળ કરે છે. અને મધ્યમાં નમસ્કારરૂપ અને સ્મરણરૂપ મંગળ કરે છે. હવે અથ શબ્દ શા માટે? વાંચકે ધ્યાનમાં રાખવાનું છે કે પ્રાચીન કાળના લેખકો, ગ્રંથકર્તાઓ શબ્દેશબ્દ તોલતા હતા; આજના લેખકોની પેઠે શબ્દોનું પૂર નિરર્થક વધારતા ન હતા. શાસ્ત્રનો

આરંભ કરવામાં મંગલાર્થપણું હોવાને લીધે જ અથ શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. અત્રે પણ તે જ હેતુ છે. अथ शब्दानुशासनम्, मङ्गलानन्तरारम्भप्रश्नकात्स्न्र्येष्वथो अथ, "ओंकारश्चाथशब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा। कण्ठं भित्त्वा विनिर्यातौ तेन माङ्गलिकावुभौ॥" અથ બોલીને શબ્દનું પ્રવચન કરવું; મંગળ પછી કે આરંભમાં પૂર્ણતા માટે અથ કહેવું; ઓંકાર અને અથ એ બે શબ્દો પૂર્વે બ્રહ્મના કણ્ઠને ભેદીને બાહાર નીકળ્યા હતા તેથી એ બે શબ્દો મંગળવાચક છે, અને તે મંગળ ઇચ્છનારાએ કોઇ પણ કાર્યના આરંભમાં તથા અંતમાં અવશ્ય મંગળ કરવું. હવે અત્રે શંકા થાય છે. તમે કહ્યું કે, परिसमाप्तिकामो मङ्गलमाचरेत्। પરિસમાપ્તિની ઈચ્છા કરનારો મંગળ કરે છે એવો નિર્ણય કર્યો. કારણ કે શ્રુતિમાં કહ્યું હોય તે અવશ્ય કરવું એ સિદ્ધાંત છે. અત્રે મંગલ કરવું એ વાત સિદ્ધ કરવી છે. એ અનુમાન છે. કહે છે કે વેદમાં જેટલું કહ્યું તેટલું કરવું; મંગલ કરવાનું વેદમાં કહ્યું છે કારણ કે મંગલમાં અલૌકિકતા છે, નિંદારહિતપણું છે અને શિષ્ટાચારપણું છે. દર્શાદિ આચારની પેઠે. જો કારણ હોય એટલે કાર્ય ફળ થવું જ જોઇએ એવો સિદ્ધાન્ત હોય, તો કારણપણાંનો નિશ્ચય ન હોય ત્યાં મંગળમાં અવશ્ય કરવાપણું કેમ આવે? ધૂમ હોય ત્યાં અગ્નિ ખરો, કારણ કે ધૂમાડાનું કારણ અગ્નિ છે; પણ કાર્ય ધુમાડો ન હોય અને કારણ અગ્નિ તો હોય. તમો કહો છો કે મંગળ કરવાથી કાર્યની પરિસમાપ્તિ થાય, તો શબર મુનિએ પોતાનાં ભાષ્યનાં પ્રારંભમાં મંગળ કર્યું છતાં ભાષ્યની સમાપ્તિ ના થઈ; તેમ જ કિરણાવલિ આદિમાં આરંભમાં મંગળ ના કર્યું હતું છતાં તેની સમાપ્તિ થઈ, માટે મંગળની આવશ્યકતા સિદ્ધ થતી નથી. વાદી અત્રે કહે છે કે, ભાઈ કોઇક વાર વિઘ્નો ઘણાં વધી જાય છે એટલે પરિણામ ઉલટસુલટ થઈ જાય છે. વિઘ્નોનાં પ્રમાણમાં મંગળ ઓછું કર્યું હોય તો શું? કેટલીક વાર મંગળ પ્રત્યક્ષ નથી હોતું, પણ આંતરિક હોય છે, માટે આ વિષયમાં બહુ ખેંચતાણ ઠીક નથી.

આ શ્લોકમાં સુંદરપણાને લીધે જેવું હોય તેવું વસ્તુનું વર્ણન કરવાથી સ્વભાવોકિત નામનો અલંકાર બને છે. स्वभावोक्तिरसौ चारु

यथावद्वस्तुवर्णनम्। આ શ્લોક પણ અનુષ્ટુપ્ છંદમાં રચ્યો છે, અને તે મંગળાત્મક છે.

કેટલીક પ્રતોમાં આ મંગળાત્મક શ્લોકને ત્રિશતીમાં વિશેષ ગણેલો છે.

કેટલીક પ્રતોમાં દિક્કાલાદિનો શ્લોક મંગળનો છે અને એ શ્લોકને શતકમાં ગણ્યો નથી. પણ શતકનો પ્રથમ શ્લોક નીચેનો ગણ્યો છે:

अनुष्टुभ्वृत्तम्

**बोद्धारो मत्सरग्रस्ताः प्रभवः स्मयदूषिताः ।**
**अबोधोपहताश्चान्ये जीर्णमङ्गे सुभाषितम् ॥ २ ॥** [२]

**જ્ઞાનીઓ (બીજાઓની ચઢતી જોઇને) ઈર્ષામાં સપડાયા છે; (અર્થાત્ જ્ઞાની છતાં હૃદય સાંકડું છે; એટલે તેઓ ટેકો આપતા નથી.) રાજાઓ ગર્વથી દૂષિત બનેલા છે (એટલે સુભાષિત સાંભળતા નથી) અને બીજાઓ અજ્ઞાનથી હણાયલા છે (એટલે સુભાષિત સંભળાવવાને માટે કોઇ યોગ્ય જણાતું નથી) અને તેથી (અમારી પાસે જે) સુભાષિત છે તે અંતરમાં જ જીર્ણ થઇ ગયું છે (ગુપ્ત રહેલું છે), માટે હું તે જગત્‌ને સંભળાવું છું. ૨**

સુભાષિતને માટે કોઇ અધિકારી નથી મળતો. તેથી કવિને શોક થાય છે. તેના વિરાગનું તેમાં કારણ છે. આ શ્લોક એક પ્રતમાં નીતિશતકમાં છે, પણ તેથી તેનું સ્થાન વૈરાગ્ય શતકમાં લાગે છે.

શ્રીભર્તૃહરિ કહે છે કે શાણપણની વાત હું કોની પાસે કરું? સહૃદય મનુષ્ય હોય તેની પાસે વાત કરી હોય તો સારી, નહિં તો કાગડા પાસે મોતી. આ શ્લોકમાં શ્રીભર્તૃહરિએ પરિસ્થિતિ વર્ણવી છે. મોટા મોટા વિદ્વાનો છે તે પોતા માટે અભિમાન રાખે છે, બીજાની વિદ્વત્તાનો ઉત્કર્ષ જોઇને ઈર્ષા કરે છે, મને બધા પૂછતા કેમ ન આવે અને મને પેહેલે પાટલે કેમ ના બેસાડે તેવી ભાવના રાખે છે. કોઇ કહે કે વિદ્વાનોનું કામ નથી, રાજાઓ પાસે જાઓ; આ સલાહના જવાબમાં

કહે છે કે રાજાઓને ગર્વ ચઢેલો છે,તે લોકોમાં વિનય નથી એટલે ડાહાપણની વાતો સાંભળવાની ના પાડે. ભર્તૃહરિની ઇચ્છા રાજાઓને સુભાષિત સંભળાવવાની હોય તે સંભવતું નથી. તે પોતે પણ રાજા હતો,પણ લાગણીવાળા શ્રોતાઓનો અભાવ સૂચવવા માટે જ રાજાઓને વિષે તે કહે છે. અત્રે રાજાઓમાં સત્તાધીશો અને ધનાઢયો બન્ને સમજવા ઘટે છે. હવે બાકીનો ભાગ રહ્યો તે સમાજ. ભર્તૃહરિ તેને માટે કહે છે કે તે અજ્ઞાનતામાં ડુબેલો છે. એટલે આ મારૂં સુભાષિત સાંભળવાને કોઈ અધિકારી મળતો નથી. કવિ અત્રે પોતાનાં વક્તવ્યને સુભાષિત કહે છે.તે કહે છે કે, મારું સુભાષિત મારાં અંતરમાં પડ્યું પડ્યું જીર્ણ થઈ ગયું છે અર્થાત્ આજ સૂધી તે મેં પ્રકટ કર્યું નથી, પણ આજે લોકોપકાર માટે પ્રકટ કરું છું.

આ શ્લોક નીતિ અને વૈરાગ્ય બેમાંથી કોઈ પણ વિષયમાં મૂકી શકાય તેવો છે, પરંતુ શતકત્રયનો આરંભ કરતી વેળા કહેવામાં તેની યોગ્યતા વધારે છે; સિવાય કે નીતિશતકની ઘટના પ્રથમ ન થઈ એમ માની, આપણે એમ કહીએ કે વૈરાગ્યશતકની રચના પ્રથમ કરી હશે. બીજી એવી પણ દલીલ કરવામાં આવે કે આ શ્લોક બન્ને વિષયમાં લાગુ પડે તેવો છે માટે તેની બેમાંથી કોઈ પણ વિષયમાં પુનરૂક્તિ કરેલી માનવામાં દોષ નથી.

લાયકને લાયક વસ્તુ મળે, એવો ઈશ્વરનો ન્યાય છે એમ કોઈ કહે તો વૈરાગ્યવાદી તેની વિરુદ્ધ દાખલો આપે છે કે,

अनुष्टुब्वृत्त

**येनैवाम्बरखण्डेन संवीतो निशि चन्द्रमाः ।**
**तेनैव च दिवा भानुरहो दौर्गत्यमेतयोः ॥ १६ ॥** [३]

અંબર( આકાશ )ના જે કકડાથી રાત્રિના ચન્દ્રમા વિંટાયેલો હોય છે તેનાથી જ દિવસના ભાનુ (સૂર્ય) વિંટાયેલો જણાય છે! અહોહો આ બેની કેવી દુર્ગતિ !! ૧૫

સૂર્ય અને ચન્દ્ર બન્નેના ગુણ જુદાજુદા છે. સૂર્ય સ્વયં–પ્રકાશિત છે, ગરમી કરનારો છે, એકસરખો તેજસ્વી છે; ત્યારે ચન્દ્ર પર-

પ્રકાશિત છે, ઠંડક કરનારો છે, ચન્દ્રના તેજમાં વધઘટ થતી રહે છે. બન્નેના ગુણ પ્રમાણે આકાશરૂપ વસ્ત્રો જુદાંજુદાં ઇશ્વરે બનાવવા જોઇતા હતા, પણ બન્નેને માટે ઓઢવાને ઈશ્વરે આકાશરૂપ વસ્ત્ર એક જ બનાવ્યું છે. એ બન્નેની દુર્ગતિ કે કમનસીબી જ છે, તે આશ્ચર્યકર છે. જ્યાં આવા મોટાઓમાં જ યોગ્યને યોગ્ય વસ્તુ ના મળે ત્યાં આપણ મનુષ્યે રેહેવું યોગ્ય નથી; આપણે માટે તો જ્યાં ભેદાભેદ નથી તેવું બ્રહ્મનું સ્થાન એટલે વનમાં શિવશરણ સારૂં.

તૃષ્ણા કેવી બળવાન્ છે, તે વાત નીચેના શ્લોકમાં સમજાવી છે.

शिखरिणी

**विवेकव्याकोशे विकसति शमे शाम्यति तृषा-**
**परिष्वङ्गे तुङ्गे प्रसरतितरां सा परिणतिः ।**
**जराजीर्णैश्वर्यग्रसनगहनाक्षेपकृपणः**
**कृपापात्रं यस्यां भवति मरुतामप्यधिपतिः ॥१७॥** [४]

**જ્યારે વિવેકનો વિકાસ કરનાર શમ (મનોનિગ્રહ) વિકાસ પામે છે ત્યારે તૃષ્ણાનું દૃઢ આલિંગન શાન્ત પડે છે અને ત્યારે તે સુખરૂપ પરિણામ વધારે વિસ્તાર પામે છે; કે જે પરિણામનો કૃપાપાત્ર જરા(કાલ)થી જીર્ણ થયલા ઉપભોગમાં પકડાવાના મહાન્ આક્ષેપને લીધે કંજુસી એવો દેવોનો અધિપતિ ઇન્દ્ર પણ બને છે. ૧૭.**

આ શ્લોકની રચના, ભાષાશૈલી જરા અટપટી છે. પેહેલી બે લીટી સમજવાને માટે વિસ્તાર કરવાની જરૂર રહે છે. માણસની વિચાર કરવાની શક્તિ વધે છે ત્યારે તૃષ્ણા વધે છે, અને જો વિચાર કરવાની શક્તિ સાથે શાન્તિનો વિકાસ થાય છે તો તૃષ્ણાની શાન્તિ થાય છે. વળી એ જ વિચાર કરવાની શક્તિ વધે છે અને જો વધારે વિષયોના સંસર્ગમાં ચઢી જવાય છે તો તૃષ્ણા પ્રથમ હોય તેના કરતાં વધારે વિસ્તારમાં ફેલાય છે. અર્થાત્ વિચાર કરવાની શક્તિ બંને રીત્યા કાર્ય કરે છે: વધતાંને વધારે છે અને શાન્ત પડતાંને શાંત પાડે છે. વધતાંને તૃષ્ણા કેમ વધારે છે તેનો દાખલો બીજાં બે ચરણોમાં આપેલો

છે. મરુતો એટલે દેવો; એ દેવોના આધિપત્યને પામેલા ઇન્દ્રનો આ દાખલો છે. વૈરાગ્યવાદી કહે છે કે, દેવોનો અધિપતિ ઇન્દ્ર વસ્તુસ્થિતિ સમજે છે, છતાં દેવોના અધિપતિ બન્યા પછી,લાંબો કાળ ઇન્દ્રાસન ભોગવ્યા પછી શું તે સંતોષ પામી શાંત પામે છે? ના, નહિં જ. સેંકડો વર્ષ તે ઇન્દ્રાસન ભોગવે છે, એનાં ઇન્દ્રાસનનું ઐશ્વર્ય જીર્ણ થઇ જાય છે, ઘસાઇ પીસાઇને વાસી થયું હોય છે. પણ એવાં જીર્ણ ઐશ્વર્યમાં સપડાવાના, ભોગવવાના મોટા આક્ષેપ છતાં તેનું હૃદય કંજુસનું છે. કંજુસ જેમ ધનને ના છોડે તેમ ઇન્દ્ર વાસી, ઘસાઇ ગયેલું ઐશ્વર્યને છોડતો નથી. તેથી વૈરાગ્યવાદી દયા ખાતો જાણે કહે છે કે, તૃષ્ણાનું એવું બળ છે કે દેવોનો અધિપતિ ઇન્દ્ર પણ તૃષ્ણાનો કૃપાપાત્ર બને છે. ઇન્દ્ર પર તેનો આ કટાક્ષ છે. કૃપણ અને કૃપાપાત્ર; જરાજીર્ણ—ઐશ્વર્યથી તેનો તિરસ્કાર સૂચવાયેલો છે. અર્થાત્ કે વિષયોના ઉપભોગના ઉંચામાં ઉંચા શિખરેપર ચઢ્યો છતાં તૃષ્ણા ઇન્દ્રની વધે છે, તો સામાન્ય માણસની શી ગતિ? માટે તૃષ્ણાને અંકુશમાં રાખવાની જરૂર છે. જો અંકુશમાં ન રાખીએ તો વાસીકુસીનો પણ લોભ કરે તેવી તૃષ્ણા છે.

મદન—કામદેવનું ચરિત કેવું વિચિત્ર છે તે નીચેના શ્લોકમાં કહ્યું છે:—

शिखरिणी

**कृशः काणः खञ्जः श्रवणरहितः पुच्छविकलो**
**व्रणी पूयक्लिन्नः कृमिकुलशतैरावृततनुः ।**
**क्षुधाक्षामो जीर्णः पिठरककसालार्पितगलः**
**शुनीमन्वेति श्वा हतमपि च हन्त्येव मदनः ॥ १८ ॥** [५]

સૂકાઇ ગયેલો, કાણો, લંગડો, કાન વિનાનો, પૂછડાં વિનાનો, વ્રણવાળો, પરુથી ભીનો, સેંકડો કીડાઓના સમૂહથી વ્યાપ્ત શરીરવાળો, ભૂખથી દુર્બળ, જીર્ણ (વૃદ્ધ) અને માટીના ઘડાનો કાંઠલો જેનાં ગળાંમાં ભેરવાયો છે એવો એક કૂતરો કૂતરીની પાછળ પાછળ ભમે છે! અહોહો મદન તો હણાયેલાને પણ હણે છે. ૧૮.

આ શ્લોકમાં કામવાસનાનું વિચિત્ર બળ એક કૂતરાના દૃષ્ટાંતથી બતાવ્યું છે. અગ્યાર પ્રકારના દોષવાળો કૂતરો આ શ્લોકમાં વર્ણવ્યો છે. ખાવાનું ના મળ્યાથી કૂતરાનાં શરીરમાં માત્ર હાડચામ રહ્યાં છે; કૂતરો એક આંખે કાણો છે; સ્વાભાવિક રીતે અથવા તો કોઇ અકાર્ય કરવા જતાં એના એક પગ ભાંગી ગયો છે એટલે લંગડો છે, ખોડવાળો છે; એનો એક કાન કે બે કાનો મૂળમાંથી નથી, કાનકટ્યો કે બૂચો છે; કૂતરાની શોભામાં પૂછડું ગણાય છે તે પૂછડું નથી એટલે બાંડો છે; તેનાં શરીરમાં ઘારાં પડેલાં છે, તેમાંથી પરુ નીકળતું હોવાથી તે ગંધાય છે, પરુવાળો છે, અને ઘારામાં જંતુઓ પાકે છે એટલે ઘારામાં સેંકડો જંતુઓ હોય છે અને કૂતરાનું શરીર એવા સેંકડો જંતુઓથી ઢંકાયેલું કે ભરેલું છે; વળી એ કૂતરાની શક્તિ ક્ષુધાને લીધે ક્ષીણ થઈ ગયેલી છે; વયમાં મોટો હોવાથી તેનાં અવયવો શિથિલ ગઇ ગયાં છે; અધૂરામાં પૂરું ખાવાના લોભે કોઇએક સાંકડા મોંના હાંડલામાં જોરથી મોઢું ઘાલ્યું, ખાવાનું મળ્યાથી જરા ગળું ફુલાયું અને ગળું બહાર ખેંચી શકાયું નહિં એટલે હાંડલું ઉંચક્યું અને જમીન સાથે પાછું અફળાતાં હાંડલું ભાંગી ગયું અને ગળામાં કાંઠલો રહી ગયો. આ કૂતરો સર્વ પ્રકારે કંપારી કે દયા ઉપજાવે તેવો છે. એની પાસે કોઈ જાય નહિં, કૂતરી દૂર જાય છે, છતાં આવો ત્યાજ્ય કૂતરો કૂતરીને ચાટવાને, ભોગવવાની આશાએ કૂતરીની પાછળ પાછળ જાય છે. આ ચિત્ર ઘૃણા ઉપજાવનાર બિભત્સ રસનું છે. આ ચિત્રથી કામવાસના મંદ પડી જાય છે, એટલે આ શ્લોકને વૈરાગ્ય શતકમાં મૂકવો યોગ્ય છે; શૃંગાર શતકમાં એનું સ્થાન નથી. કામદેવનું વૈચિત્ર્ય આમાં નોંધવા જેવું છે. કૂતરો સર્વ રીતે હણાયેલો છે, છતાં તેના અંતરમાં વાસના ઉત્પન્ન કરવાની ક્રૂર ક્રીડા કામદેવ કરે છે. શાસ્ત્રો કહે છે કે હણેલાને હણવો એ પાપ છે, પણ કામવાસનાનું સ્વાભાવિક બળ જ એવું છે કે તે ન કરવાનું, ન મનાય તેવું કરી બતાવે છે. તેથી મદનને પરબ્રહ્મ પણ કહે છે. એ સ્વયંભૂ છે, મનસિજ છે.

વાત્સ્યાયને કામસૂત્રમાં 'ચિત્રરત' કહ્યાં છે તેમાં શૌનમ્ નામનું ચિત્રરત પણ ગણાવેલું છે. માનવ સ્વભાવની વિચિત્રતાના અનુભવથી એનું સ્વરૂપ સમજાય છે. વિચારશક્તિ ધરાવનાર માનવીને હૃદયમાં

કામભાવની ઉત્પત્તિ અને સંતોષ એવા વિચિત્ર સંજોગોમાં થવાની નોંધો થયેલી છે. પ્રભુની લીલા અદ્દભુત છે. આ શ્લોકમાં સર્વ પ્રકારે ઘૃણા ઉપજાવે એવો કૂતરો કૂતરી પાછળ દોડે છે તેનો દૃષ્ટાંત આપ્યો છે. 'અલફ્લયલા વ લયલા' અથવા 'એક હજાર અને એક રાત્રિની વાર્તાઓ'માં એક રાજાની સૌન્દર્યથી અને સુખોપભોગનાં સર્વ સાધનોથી લચલચતી રાણી એક રોગિષ્ઠ કાળા હબસીની પાછળ દોડતી હતી તેનો દાખલો આપ્યો છે. કથાસરિત્સાગરમાં પણ એક ગળત કોઢવાળાનું સેવન એક સૌન્દર્યવતી સ્ત્રી કરે છે તેની એક વાત આપી છે. પિંગલા રાણી પોતાનાપર અપ્રતિમ પ્રેમ રાખનાર બુદ્ધિમાન્ એક સૌન્દર્યવાન્ રાજાને છોડી એક અશ્વપાલની ઇચ્છા કરે છે. કેસેનોવાએ એવા જ એક વિચિત્ર દાખલાની નોંધ લીધી છે કે જેમાં પુરુષો એક ઘરડી, શિથિલાંગી, કાણી, લંગડી સ્ત્રીને ભોગવવામાં સુખ માનતા હતા. એ સર્વ બતાવે છે કે પ્રભુની કૃતિ અગમ્ય અને અદ્દભુત છે. વૈરાગ્યવાદી તેથી આવો દાખલો આપી વૈરાગ્યની દિશામાં ખેંચવા માંગે છે, કે જેથી એ અદ્દભુત શક્તિવાળા પરબ્રહ્મની સાથે સાયુજ્ય થવાય.

કામનું પ્રાબલ્ય દર્શાવવાને રામચન્દ્ર બુધેન્દ્રની આવૃત્તિમાં આ શ્લોકને શૃંગાર શતકમાં સ્થાન આપ્યું છે.

કાલનાં પરિવર્તનને લીધે વૈરાગ્ય ઉપજે છે તે દર્શાવવા કહે છે કેઃ

शिखरिणी

**पुरा विद्वत्तासीदुपशमवतां क्लेशहतये**
**गता कालेनासौ विषयसुखसिद्ध्यै विषयिणाम् ।**
**इदानीं तु प्रेक्ष्य क्षितितलभुजः शास्त्रविमुखा-**
**नहो कष्टं सापि प्रतिदिनमधोधः प्रविशति ॥ २८ ॥** [६]

જૂના જમાનામાં વિદ્વત્તા(જ્ઞાન)શાન્તિ ચાહનારાઓના ક્લેશોના નાશ કરવા માટે હતી; વખત જતાં એ પ્રજ્ઞા વિષયી પુરુષોના વિષયસુખની સિદ્ધિ માટે કામમાં આવી; હમણાં તો પૃથ્વીને ભોગવનારા(રાજાઓ)ને શાસ્ત્રોથી વિમુખ થયેલા જોઈને, અરેરે દુઃખની વાતો છે કે, એ વિદ્વત્તા પણ દિનપરદિન નીચે ને નીચે ઉતરતી જાય છે. ૨૮

આજે જેમ કેટલાકો ભૂતકાળને સુવર્ણયુગ માનીને અફસોસ કરે છે તેમ શ્રીભર્તૃહરિના સમયમાં તેની પૂર્વના કાલને ઉત્તમ માનતા હશે, એમ આ શ્લોકથી જણાય છે. શ્રીભર્તૃહરિના સમયમાં વિદ્વત્તાની પડતી થતી હતી તેમ પણ આથી સમજાય છે, અને આજ પ્રકારની ક્રિયાદિ ભવિષ્યમાં પણ ચાલુ જ રહેશે. મૂલ્ય પરિવર્તન તત્કાલમાં લોકોને ભાસે, પણ એ પરિવર્તન સાચું માનવાનું નથી. કાલના ભેદની કલ્પના બાજુએ રાખતાં એક વાત સ્પષ્ટ થાય છે કે, જ્ઞાન જેઓ શાંતિ શોધે છે તેઓના માનસિક ક્લેશોને દૂર કરવામાં ખપ લાગે છે, અને તે જ જ્ઞાન વિષયી પુરુષોના વિષયસુખની સિદ્ધિ કરવામાં ખપ લાગે છે. પાત્રભેદે કાલ વીતતાં જ્ઞાનના ઉપયોગમાં ફેર પડે છે. શ્લોકના ત્રીજા ચરણમાં ત્રીજી સ્થિતિ વર્ણવી છે અને ચોથામાં તેનું પરિણામ જણાવ્યું છે. આજે જેમ અત્રે રાજાઓ શાસ્ત્ર—શાસ્ત્રીયજ્ઞાન—થી વિમુખ બનેલા છે તેમ શ્રીભર્તૃહરિના સમયમાં પણ હશે. એક વાત સર્વને વિદિત છે કે જો રાજ્યની સહાયતા હોય તો જ્ઞાનની વૃદ્ધિ થાય છે, રાજ્યની સહાય ના હોય તો વિદ્વત્તાની દિનપરદિન પડતી થાય છે. આ શ્લોકમાં કહેલું રહસ્ય હિન્દમાં આજે પણ સત્ય છે.

જ્યારે શક્તિ ક્ષીણ થાય છે, ભોગ ભોગવવાનો સમય રહ્યો નથી ત્યારે માણસો ઈશ્વરભજન કરવાની અને કાશી જવાની વાતો કરે છે.

शिखरिणी

**अतिक्रान्तः कालो लटभललनाभोगसुभगो**
**भ्रमन्तः श्रान्ताः स्मः सुचिरमिह संसारसरणौ ।**
**इदानीं स्वःसिन्धोस्तटभुवि समाक्रन्दनगिरः**
**सुतारैः फुत्कारैः शिव शिवशिवेति प्रतनुमः ॥ ३१ ॥** [७]

લટકાળી લલનાને ભોગવવાથી આનંદજનક લાગતો કાલ વીતી ગયો છે; (અને) આલોકમાં સંસારના પ્રવાહોમાં લાંબો સમય ભમતાં ભમતાં અમે થાકી ગયા છીએ; હવે સ્વર્ગની ગંગાના કાંઠાની ભૂમિપર જેમની વાણી મોટાં આક્રન્દ (પોકાર) જેવી લાગે છે એવા અમે સુંદર લાંબા

**રાગોવાળા ફુત્કાર સહિત શિવ, શિવ, શિવ એવાં તાન મારીએ છીએ. ૩૧**

આ શ્લોકમાં રાંડ્યા પછીનાં ડાહાપણ જેવા જનસ્વભાવનું વર્ણન છે. માણસ કહે છે કે, લટકાલી, સ્વરૂપવતી લાડલી સુંદરીઓ સાથે વિષયો ભોગવતા ત્યારે સમય નસીબદાર લાગતો હતો; હવે તે સમય વીતી ગયો છે; આલોકમાં સંસાર પ્રવાહમાં ફરતાં ફરતાં થાકી ગયા છીએ. જ્યારે આવી સ્થિતિ પ્રાપ્ત થઇ, લટકાળી લલના વૃદ્ધા થઇ અને યુવતી પલિયાંવાળાથી દૂર ભાગે તેવો સમય આવ્યો, દુનિયાના ભોગો ભોગવવાની શક્તિ રહી નહિ ત્યારે ગંગાજીના કિનારાની, હરદ્વાર અને કાશીની કલ્પના થઇ. અંતઃકરણથી ત્યાં જવાની વાર્તા અત્રે નથી; પણ વૃદ્ધા નારી પતિવ્રતાના ન્યાયની વાત છે. હતાશ માણસ રામ, કૃષ્ણ, શિવ આદિને સંભારે છે. અત્રે જાણે શિવ બેહેરા હોય તેમ તેનાં નામનો જાપ સુંદર લાંબા સ્વરથી મોટેથી કરીએ છીએ, એમ કહે છે. આમાં ફળ કેટલું એ પ્રશ્ન રહે છે, પણ સ્વભાવોક્તિ સુંદર છે એમાં શંકા નથી. આ વૈરાગ્ય તામસ છે.

જેણે અદીનતાનું, અયાચકનું વ્રત લીધું છે તે કહે છે કે:

शिखरिणी

**महादेवो देवः सरिदपि च सैवामरसरि-**
**द्गुहा एवागारं वसनमपि ता एव हरितः ।**
**सुहृद्वा कालोऽयं व्रतमिदमदैन्यव्रतमिति**
**कियद्वा वक्ष्यामो वटविटप एवास्तु दयिता ॥४२॥** [૮]

**મહાદેવજ તે (સાચા) દેવ અને તે સ્વર્ગગંગા તે જ નદી, ગુફા એ જ ઘર, એ દિશાઓ એ જ વસ્ત્ર, આ કાલ એ જ મિત્ર, વડની શાખાઓ એ જ સ્ત્રી: અદૈન્યનું આ વ્રત તે વ્રત; હવે અમે કેટલું કહિયે?**

જો દેવ માંગો તો મહાદેવ–શિવ છે; જલપાન, સ્નાનાદિ માટે સ્વર્ગગંગા છે; નિવાસ માટે ગુહારૂપ ઘર છે; વસ્ત્ર ઓઢવાને જોઇએ તો મોટી દિશાઓ છે; સુહૃદ્–મિત્રની ઇચ્છા હોય તો કાલ છે; વ્રતને

માટે કોઇની પાસે હાથ ન ધરવાનું અયાચક વ્રત છે, કારણ કે સર્વ વગર માંગ્યે ઈશ્વર આપે છે. જો પ્રતિવાદી એમ કહે કે, બધું છે, પણ દયિતા—વાહાલી સ્ત્રી કયાં છે ? તો તેના જવાબમાં કહે છે કે, વડોની ડાળો વડવાઇ છે, તેને ભેટીશું. આ રીતે સંસારબંધનના ત્યાગનો ઉપદેશ કર્યો છે, વનવાસની શ્રેષ્ઠતા બતાવી છે.

કુટુંબીઓમાં, જ્ઞાતિજનોમાં, ગ્રામમાં દીનાવસ્થામાં રહેવું તેના કરતાં વિદેશમાં ભીખ સારી કે જંગલ સારૂં તે નીચેના શ્લોકથી બતાવ્યું છે:

**वरं वनं व्याघ्रगजेन्द्रसेवितं द्रुमालये पक्वफलाम्बुभोजनम् ।**
**तृणानि शय्या परिधानवल्कलं न बन्धुमध्ये धनहीनजीवनम्**

**વાઘો અને મોટા હાથીઓથી સેવેલાં વનમાં રહેવું, વૃક્ષોના ઝુંપડાં નીચે પાકાં ફળ અને પાણીથી ભોજન કરવું, ઘાસની શય્યાપર સૂવું અને વલ્કલો પહેરવાં, એ સારું, પણ બંધુજનની વચમાં ધનહીનનું જીવન ગાળવું સારું નથી.**

આ શ્લોક નીતિશતકમાં યોગ્ય લાગે છે. સમાજમાં, કુટુંબમાં ધનની કિંમત મોટી છે, એવું એમાં સૂચન છે. ધનના અભાવે જંગલાદિનું સેવન છે, ધન હોય તો જંગલમાં જવાનું નથી. શિવની ભક્તિ ધનના અભાવે છે. એમાં બળાત્કારનો વૈરાગ્ય છે, શંભુની ભક્તિ કરવા માટેનો વૈરાગ્ય નથી. ધનની કિંમત એટલી મોટી આંકી છે કે વ્યાઘ્ર અને ગજેન્દ્રોથી વસેલાં જંગલનો ભય ઓછો.

સાચો વૈરાગ્ય કયો છે તે નીચેના શ્લોકમાં કહ્યું છે:—

शिखरिणी

**सखे धन्याः केचित्त्रुटितभवबन्धव्यतिकरा**
**वनान्तेऽचित्तांतर्विषमविषयाशीविषगताः[1] ॥**

---

1 બીજી પ્રતમાં બીજું ચરણ આ પ્રમાણે છે:—

वनान्तेऽचिन्वन्तो विषमविषयाशीविषगतिम् ॥

ગાઢ વનોમાં વસતાં સર્પોરૂપી ભયંકર વિષયોની પાછળ જેઓ બિચારો દોડાવતા નથી.

**शरच्चन्द्रज्योत्स्नाधवलगगनाभोगसुभगां**
**नयन्ते ये रात्रिं सुकृतचयचित्तैकशरणाः ॥ ५५ ॥** [૧૦]

હે સખે, તે કેટલાકોને ધન્ય છે (નસીબદાર છે) કે જેઓએ સંસારબન્ધનના સંબંધોને તોડી નાંખ્યા છે, ગાઢ વનમાં વસતાં જેમનાં ચિત્તનાં ઉંડાણમાં રહેલા મોટા વિષયોરૂપી ઝેરી સર્પો નષ્ટ થયા છે, કે જેમનું ચિત્ત સુકૃતનો સંગ્રહ કરવામાં જ લાગેલું છે અને જેઓ શરચ્ચંદ્રની ચાંદનીથી સફેદ થયેલા મોટા ગગનથી સુશોભિત રાત્રિ ગાળે છે. ૬૬

સાચા વૈરાગીઓ તો તેઓ જ છે કે જેઓએ અંતરથી સંસાર બંધનો મજબુત કરનારાં બંધનોને તોડી નાંખ્યા છે; વળી તેઓ મોટા મોટા વિષયોમાં રચીપચી રહેતા હતા, પણ તે સર્વ વિષયોને તેઓએ ત્યાગી દીધા છે; અને હવે તેઓ શું કરે છે? તેમનું ચિત્ત વિષયોનો સંગ્રહ કરવાપર નથી, પણ પુણ્યકર્મનો સંચય કરવા શંભુની ભક્તિ કરવામાં પરોપકાર કરવામાં લાગી ગયું છે, ઇત્યાદિ. તેઓને ખરો ધન્ય-વાદ ઘટે છે, અને તેઓ એવા નસીબદાર છે કે શરચ્ચન્દ્રની ચાંદનીથી શ્વેત બની ગયેલા વિશાળ આકાશથી શોભતી રાત્રિઓ ગાળે છે. મોટા વિષયોમાં મચેલા પુરુષો તે વિષયોને ઝેરરૂપ ગણી પોતાનાં ચિત્તને મુક્ત કરે તે વાર્તા સાધારણ નથી.

માનવનું કર્તવ્ય શું છે તે, નરકમાંથી બચાવનાર શું છે તે કહે છેઃ

हरिणी

**विरमत बुधा योषित्संगात्सुखात्क्षणभंगुरा-**
**त्कुरुत करुणामैत्रीप्रज्ञावधूजनसङ्गमम् ॥**
**न खलु नरके हाराक्रान्तं घनस्तनमण्डलं**
**शरणमथ वा श्रोणीबिम्बं रणन्मणिमेखलम् ॥६०॥** [૧૧]

હે વિદ્વાનો, યુવતીઓના સંગથી થતાં ક્ષણભંગુર સુખથી અટકો (છોડી દો) અને કરુણા, મૈત્રી અને પ્રજ્ઞા-

**રૂપ વધૂઓનો સંગમ કરો; કારણ કે હારોથી શોભતું (ભારે થયલું) ગાઢસ્તનમંડળ અથવા મણિમેખલાના રણુકારવાળું નિતમ્બમંડળ નરકમાં કાંઇ રક્ષણ કરશે નહિ. ૯૦**

સમજુ માણસો જેઓ યુવતીઓના સમાગમમાં મસ્ત થાય છે તેમને ઉદ્દેશીને અત્રે વાત કહી છે. યુવતીઓના સમાગમથી જે સુખ થાય છે તે ક્ષણિક છે. કહેનારનો હેતુ એથી એ જણાય છે કે જે સુખ ક્ષણવારમાં નાશ પામે છે તેવા સુખની પ્રાપ્તિ પાછળ ના જાઓ, પણ જે સુખ ચિરંજીવી છે તેને માટે મથન કરો. ચિરંજીવી સુખ પ્રભુની ભક્તિથી મળે છે અને પ્રભુની ભક્તિ માટે વૈરાગ્ય આવશ્યક છે. પણ અત્રે બીજાં ચરણમાં યુવતીનાં સમાગમનાં સુખને છોડવાનું કહ્યા પછી, જો યુવતીનાં સમાગમથી જે સુખ મળે છે તેવું, પણ ચિરંજીવી, સુખ મેળવવું હોય તો કહે છે કે કરુણા, મૈત્રી અને પ્રજ્ઞા એ ત્રણને તમારી વધૂ તરીકે માનો અને તેમનો સમાગમ કરો. પાપકર્મની ઉપેક્ષા ગર્ભિત રીતે સમજવાની કહી છે. દુઃખી જનોપર અનુકંપા કે દયા કરવામાં, પુણ્ય કર્મો કરનારા સાથે મિત્રતા કરવામાં, અને જ્ઞાનીઓ સાથે સમાગમ કરવામાં લાંબો કાળ રહે તેવું સુખ મળશે. માટે ક્ષણિક સુખ મળે તેવું ના શોધો.

સાંખ્યવાદીઓ એમ કહે છે કે કરુણા, મૈત્રી અને પ્રજ્ઞા એ ત્રણ વધૂઓનું આલિંગન અંતઃકરણનો મળ શોધીને બાહાર કાઢે છે અને તેથી તેમને चित्तपरिकर्माणि ચિત્તને ચોખ્ખાં કરનારાં સાધનો કહે છે. જેમ યુવતી સાથે સુખ મેળવવાને વર્તો તેમ આ કરુણા, મૈત્રી અને પ્રજ્ઞાનું પરિશીલન કરો, એથી લાંબો સમય ટકે તેવું સુખ મળશે. વિશેષમાં એ ધ્યાનમાં રાખવાનું છે કે જો નરકમાં ગયા તો ત્યાં મોતી હીરા માણિકાદિની માળાઓથી શોભતું લચલચતું ગાઢ સ્તનોનું મંડળ કે ગાઢ ભરાઉ સ્તનોનું સાહું મંડળ તેમજ કેડપર રણકાર કરી રહી હોય તેવી ઘુઘરીઓવાળી મેખલાવાળું નિતમ્બમંડળ નરકમાંથી છૂટવામાં મદદ કરતાં નથી, પણ કરુણા, મૈત્રી અને પ્રજ્ઞા—આત્મજ્ઞાન સહાય કરે તેમ છે. માટે એ ત્રણનું સેવન કરો. અત્રે શંકા થશે કે, નરકમાં જવાનો પ્રસંગ આવે ત્યારે હારોથી શોભતાં ગાઢ સ્તનમંડળનું અને મણિમેખલાથી ગાજતા શ્રોણીમંડળનું સુખ લાભકારક નથી; પણ નરકમાં જવાનો પ્રસંગ

નથી તેને સ્તનમંડળ અને શ્રોણીમંડળના સુખ મિથ્યા થતાં નથી. માત્ર અલ્પ અને ચિર કાળના ભેદે સુખમાં ફેર રહે છે. વાસ્તવમાં જેથી ચિરંજીવ સુખની પ્રાપ્તિ થાય તેનો સમાગમ કરવો ઇષ્ટ છે. ધનથી સુખ મળતું નથી અને ધન નરકમાં જતાં અટકાવતું નથી.

જ્યાં અભેદ હતો જ્યાં અદ્વિતીય એકતા હતી ત્યાં ભેદ કેમ થયો, ત્યાં દ્વૈતભાવ કેમ આવ્યો તે પ્રશ્ન અત્રે પૂછે છે:–

अनुष्टुप्

**यूयं वयं वयं यूयमित्यासीन्मतिरावयोः ।**
**किं जातमधुना येन यूयं यूयं वयं वयम् ॥ ६२ ॥** [૧૨]

તમે તે અમે, અમે તે તમે એવી મતિ આપણા બેની હતી; હમણાં શું બન્યું કે જેથી તમે તે તમે, અમે તે અમે છીયે?

આ ઉક્તિ કોણ કોને કહે છે તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે. મિત્ર મિત્રને કહી શકે અને સ્ત્રી પતિને કહી શકે તેવું વચન છે. સ્ત્રી પતિને કહે તો તે સ્વાભાવિક છે. સ્ત્રી કહે છે કે, આજ સુધી આપણા બે વચ્ચે અભેદ હતો, પણ હમણાં કોણ જાણે શું બન્યું છે કે તમે તે તમે અને અમે તે અમે એવો ભેદ પડી ગયો છે, તમારી મતિ કેમ બદલાઇ ગઇ છે? સમાનતા હોય ત્યાં સુધી અભેદ રહે છે; વિષમતા થાય ત્યારે ભેદ થાય છે. એ વિષમતા કયી છે, તેનો નિર્ણય કરવાનો છે. બેમાંથી એકને એવું ભાન થયું છે કે બે વચ્ચે જે સામાન્ય છે તેમાં અનિત્યતા છે, નિત્ય કયી ચીજ છે તેનું એકને ભાન થયું છે અને બીજાને નથી, માટે અમે તે અમે અને તમે તે તમે એવો ભેદ થયો છે.

કોઇએક સંસારત્યાગી નગરમાં આવ્યો હશે તેના તરફ તેની જાણીતી એક યુવતીએ નજર નાંખી તે જોઇને તે ત્યાગીએ પૂર્વની ભોગવેલી કામિનીને આ પ્રમાણે વચન કહેલું:–

मन्दाक्रान्ता

**बाले लीलामुकुलितममी मन्थरा दृष्टिपाताः**
**किं क्षिप्यन्ते विरम विरम व्यर्थ एष श्रमस्ते ।**

**सम्प्रत्यन्ये वयमुपरतं बाल्यमास्था वनान्ते**
**क्षीणो मोहस्तृणमिव जगज्जालमालोकयामः॥६३॥** [૧૨]

હે બાલે, લીલાપૂર્વક બીડાતાં, આળસવાળાં, આ તારાં દૃષ્ટિપાતો શા માટે નંખાય છે? બસ કર, બસ કર; તારો આ શ્રમ વ્યર્થ છે; હવે અમે બીજા બની ગયા છીએ; (અમારો) એ બાલ્યકાળ શાંત પડ્યો છે; (અમારી) આસ્થા (હવે) વનવાસમાં (બંધાઇ) છે; મોહ ક્ષીણ થઇ ગયો છે; અને (તારી) જગતની જાલ તૃણવત્ અમે જોઇએ છીએ. ૬૩

અભેદ હતો ત્યાં ભેદ કેમ થયો એવો પ્રશ્ન यूयं वयं वयं यूयं આદિના શ્લોકમાં સ્ત્રીએ પૂછ્યો તેનો ઉત્તર જો આ શ્લોકમાં જણાય તો નવાઈ નથી. કોઇએક સંસારત્યાગી પોતાની પરિચિત પ્રિયતમાની નજરે પડ્યો. પ્રિયતમાએ સ્નેહપૂર્ણ દૃષ્ટિથી તેનાપર તાકી તાકીને દૃષ્ટિપાતો કર્યા અને ભેદભાવ ના હતો ત્યાં ભેદ કેમ આવ્યો તે પ્રશ્નના જવાબમાં સંસારત્યાગી તે યુવતી પ્રિયતમાને સંબોધે છે. બાલે એવા સંબોધનથી પોતાના અંતરનો કોમળ ભાવ બતાવાય છે. બાલા, મુગ્ધા પોતાના પરિચિતને જોઇને શરમાય છે; અંતરમાં ભાવ થવાથી નેત્રોમાં વિલાસનું વૈચિત્ર્ય ઉત્પન્ન થાય છે અને તેથી પાંપણો અર્ધી બીડાઇ જાય છે; વળી દૃષ્ટિપાતમાં કાંઇક ભાર, મંદતા, આલસ આવે છે. આવાં મીઠાં આકર્ષક દૃષ્ટિપાતો જોઇને દૃઢ મનનો ત્યાગી પૂછે છે કે, આ દૃષ્ટિપાતો શા માટે નંખાય છે? પોતાની ઉત્સુકતા દર્શાવવાને "મારા તરફ આમ ટગર ટગર જોવાનું બસ કર, બસ કર" એમ બે વાર બોલે છે. વળી વિશેષ ખાતરી આપવાને કે તારા હૃદયમાં ઉત્પન્ન થયેલો ભાવ હું સમજ્યો છું, પણ આંખોનાં મટકાં મારવામાં જણાતો તારો શ્રમ નિરર્થક છે, મારાપર તેની અસર કાંઇ થાય તેમ નથી, આજ સુધીના તારા આવા પ્રયાસોમાં તો તું સફળ થતી હતી, કારણ કે હું અજ્ઞાન હતો તેથી તારાં સૌન્દર્યમાં, તારાં વિલાસોમાં, તારાં પરતંત્રતાકારી તારુણ્યમાં હું મુગ્ધ થયો હતો; પણ હવે તું સફળ થાય તેમ નથી. તું પૂછે છે કે આજ સુધી આપણી એકતા હતી અને હવે શું થઇ ગયું, તો હું

તેનો ખુલાસો કરું છું. પોતે બાલાને તુંકાર કરે છે, તેમાં તેની અજ્ઞાનતા સૂચવે છે, પણ પોતાના વિષે ખુલાસો આપતાં એકવચન 'હું'નો પ્રયોગ ના કરતાં 'અમે'નો પ્રયોગ કરે છે અને પોતાની શ્રેષ્ઠતા બતાવે છે. તે કહે છે કે અમે પેહેલાં જે હતા તે આજે નથી; એક વાર તારા વિલાસોના મોહમાં હું સપડાયેલો હતો, આજે અમે બીજા બન્યા છીએ, બદલાઇ ગયા છીએ; મારી બાલ્યાવસ્થા એટલે મોજ ભોગવવાની યુવાવસ્થા જે તારે આધીન હતી, પરતંત્ર હતી તે જતી રહી છે અને હવે તો વનાન્તમાં વસવાની અમારી આસ્થા બંધાઇ છે. આ કથા મનની શ્રદ્ધા અને દૃઢતા દર્શાવે છે. વળી તારા સમાગમમાં જે આસક્તિ હતી તે મારી અજ્ઞાનતાને લીધે હતી, એ અજ્ઞાનતાથી આપણા બે વચ્ચે અભેદ હતો, હવે તારા સમાગમમાં પ્રીતિ રાખવાનું કારણ જતું રહ્યું છે, અમને જ્ઞાન થયું છે અને આ સંસારજાલ ઘાસ સમ અમને જણાય છે. જ્ઞાનોદયને લીધે આ સર્વ તુચ્છ લાગે છે, અમને તો કાંઇ દુઃખ ના થાશે, પણ તને તારા આ આંખનાં મટકાં અને કટાક્ષોની અસર તૂટી ગયેલી જણાતાં દુઃખ થશે, માટે કહીએ છીએ કે એ બંધ કર. અત્રે જ્ઞાન પ્રાપ્તિથી અભેદ હતો ત્યાં ભેદ થયો એ વિપરીત પરિણામ આશ્ચર્યકારક છે.

હવે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે જ્ઞાનની પ્રાપ્તિ જેમ ભેદ કરાવે છે તેમ અભેદ પણ કરે છે. બાઇબલમાં આદમ અને ઇવની વાત આપી છે. બન્ને નગ્ન હતાં અને કલ્લોલ કરતાં હતાં. જ્યાં સુધી જ્ઞાન વૃક્ષનું ફળ ચાખ્યું ન હતું ત્યાં સુધી તેમનો અભેદ હતો, પણ એ ફળ ચાખ્યું ત્યારે ઈવે શરમાઇને પોતાનું અંગ ઢાંકવાનો પ્રયાસ કર્યો. શ્રીમદ્‌ભાગવતમાં પણ શુકનો અને તેના પિતાનો દાખલો છે તે પણ વિચારણીય છે. શુકનું જ્ઞાન નિર્વિકારી હતું એટલે નગ્ન અપ્સરાઓને નગ્ન શુકને જોઈ લજ્જા ના થઇ, પણ તેના પિતાને જોતાં તેઓએ પોતાનાં ગુહ્યાંગ ઢાંકી દીધાં. શ્રીરામચન્દ્રે એક શ્રીસીતા સાથે પોતાનો સ્નેહભાવ અભેદ કર્યો હતો; શ્રીકૃષ્ણે સમસ્ત ગોપિકા વૃન્દમાં અભેદ સ્થાપ્યો હતો.

નીચેના શ્લોકમાં આજ વસ્તુ બીજી રીતે કહી છે:—

**शिखरिणी—इयं बाला मां प्रत्यनवरतमिन्दीवरदल-**
**प्रभाचोरं चक्षुः क्षिपति किमभिप्रेतमनया ।**

**गतो मोहोऽस्माकं स्मरकुसुमबाणव्यतिकर-**
**ज्वरज्वाला शान्ता तदपि न वराकी विरमति ॥ ६४ ॥**

**આ બાળા મારા તરફ શ્યામ કમળની શોભાની ચોરી કરી છે એવી દૃષ્ટિ એકસરખી નાંખી રહી છે એથી તેની મતલબ શી છે? કારણ કે, અમારો મોહ જતો રહ્યો છે; મદનનાં પુષ્પબાણના સ્પર્શથી થતી જ્વરની જ્વાલા શાન્ત પડી ગઇ છે છતાં આ મૂર્ખી અટકતી નથી.**

સંસારત્યાગીને પોતાની બાલ્યાવસ્થાની પ્રિયતમાપર ભાવ છે તે, તેનાં ચક્ષુને શ્યામ કમળની શોભાની ચોરી કરનાર કહે છે તેથી જણાય છે. તાત્પર્ય એ છે કે ચક્ષુમાં શ્યામ કમળની કાન્તિ સંસાર ત્યાગ કર્યા છતાં એને જણાય છે. ત્યાગી કહે છે કે મારા તરફ આવી દૃષ્ટિ એકસરખી નાંખી રહી છે, એક ટસે જોઇ રહી છે. દૃષ્ટા અને દૃશ્ય બંનેનો પરસ્પર ભાવ 'મારા' એવા એકવચનથી જણાવાયો છે. હવે ત્યાગી બાલા એકી ટસે જોઇ રહી છે તે સમજતો ન હોય તેમ પૂછે છે કે, આ એકસરખાં દૃષ્ટિપાતમાં તારો અભિપ્રાય શો છે? પોતાના હૃદયમાં અભેદ હતો ત્યાં ભેદ થયો છે તે, પોતે ઊંચી દશાએ ચઢયો છે તે સૂચવવાને એકવચન છોડી બહુવચનથી તે એમ કહે છે કે અમારો મોહ જતો રહ્યો છે, અમે ત્યાગી થયા છીએ તે એ જાણે છે; વળી આ इयम् અત્રે પ્રથમ એકવચનમાં કહે છે; પણ પોતે પરમેશ્વરને શોધવાને નિવૃત્તિ માર્ગનો ઉત્સુક બન્યો છે તેથી ઉંચી કક્ષામાં ચઢયો છે એમ દર્શાવવાને અનેકવચન अस्माकं વાપરીને ભેદ બતાવે છે. તે કહે છે કે આ બાળાને ખબર છે કે કામદેવનાં પુષ્પનાં બાણોનો સ્પર્શ થતાં કામજ્વર મને આવતો, કામની જ્વાળાથી હું બળતો, પણ આજે એ જ્વાળા શાંત પડી ગઇ છે, તેની આ બાપડીને ખબર નથી એમ કહી તેની દયા ખાય છે. વરાકી શબ્દ એ દયાભાવ અને સ્નેહ એ બન્ને દર્શાવવા માટે અત્રે યોજેલો છે. જ્યાં અભેદ હતો ત્યાં ભેદ થવાનું કારણ આ રીતે કહ્યું છે. સાધન કરતાં ફળ અને હેતુ જોવાં સારાં છે તે કહે છે:

स्रग्धरा

**जीर्णा कन्था ततः किं सितममलपटं पट्टसूत्रं ततः कि-**
**मेका भार्या ततः किं हयकरिसुगणैरावृतो वा ततः किम् ।**
**भक्तं भुक्तं ततः किं कदशनमथवा वासरान्ते ततः किं**
**व्यक्तज्योतिर्न चान्तर्मथितंभवभयं वैभवं वा ततः किम् ॥**

ગોદડી જીર્ણ (ફાટેલી) હોય તેથી શું? શ્વેત નિર્મલ સૂતરાઉ વસ્ત્ર હોય કે રેશમી વસ્ત્ર હોય તેથી શું? એકલી સ્ત્રી હોય તેથી શું અથવા ઘોડાહાથીના મોટાં ટોળાથી વટાયો હોય તેથી શું? સારી રીતે રાંધેલું મીઠું અન્ન ખાધું તેથી શું અથવા દિવસને અંતે (સાંજે) ખરાબ હલકું અન્ન મળ્યું તેથી શું? જો બ્રહ્મજ્ઞાન ન થયું તો પછી અન્તરને મથી નાંખનાર જન્મમરણના ફેરાનો ભય થાય તેથી શું અને વૈભવો મળે તેથી શું?

કોઇ કહે કે મારી પાસે તો ફાટેલી ગોદડી છે અને કોઇ કહે કે મારી પાસે સુંદર શ્વેત નિર્મળ સુતરાઉ કે રેશમી વસ્ત્ર છે, પણ તેથી દરેકને વિશેષ લાભ શો? કંઇજ નહિં. ફાટેલી ગોદડીથી પણ અંગનું રક્ષણ થઇ શકે અને સુતરાઉ કે રેશમી વસ્ત્રથી પણ અંગનું રક્ષણ થઇ શકે. વસ્તુ ફેર છે, પણ હેતુમાં કાંઇ ફેર પડ્યો નહિ. મારી પાસે મારી ભાર્યા સિવાય બીજું કોઇ નથી અને કોઇની પાસે સેંકડો હાથીઘોડા નોકરાદિનો પરિવાર સેવામાં હોય, પણ તેથી વિશેષ લાભ શો? સંખ્યાના ફેરથી કાંઇ સેવાનાં સ્વરૂપમાં કાંઈ ફેર નહિ પડે. એક પણ સેવા કરે અને અનેક પણ સેવા કરે. કોઇક બીરંજ ખાય અને કોઇ ખીચડી કે કણકી જેવું હલકું ભોજન લે, પણ તેથી વિશેષ લાભ શો? જીભને જરા સ્વાદ જૂદોજૂદો લાગ્યો, પણ પેટ તો ગમે તેથી ભરાવાનું. પેટ ભરવાનો હેતુ મુખ્ય છે, નહિં કે માત્ર સ્વાદનો. કોઇકને અંતરનું મંથન કરનાર જન્મમરણના ફેરાનો ભય લાગ્યો અને કોઇકને મોટા વૈભવોના લાભાલાભથી ચિંતા થાય છે. પણ જો આત્મજ્ઞાનની જ્યોતિ ન હોય તો જન્મમરણના ફેરાની ચિંતા રહેવાની અને વૈભવોની ચિંતા પણ કાયમજ રહેવાની. ફાટેલી ગોદડી કે રેશમી વસ્ત્ર, એક સ્ત્રીની સેવા કે અનેક

નોકરોની સેવા, બીરંજનું ભોજન કે ખીચડીનું ભોજન સર્વ નિરર્થક છે. સારાંશ એટલોજ કે, બ્રહ્મજ્ઞાનની આવશ્યકતા સર્વથી વિશેષ છે. જે ચીજથી હંમેશની ચિંતા ટળે તે શ્રેષ્ઠ.

ત્રીલાંગની પ્રતિમાંનો નીચેનો શ્લોક અમારી પાસેની પ્રતિમાંના ભોગોની અસ્થિરતાનું વર્ણન કરનાર ચોથા શતકમાંના ઉપસંહારના શ્લોકને મળતો છે. પેહેલાં ચરણમાં ફેર છે, પણ બાકીનાં ત્રણ ચરણો ઉલટસુલટ થયેલાં છે. જો ભોગો ભોગવવાની સ્પૃહા હોય તો ભોગવવા જેવો એક ભોગ અમે કહીએ છીએ તેને માટે પ્રીતિ કર એમ આ શ્લોકમાં કહે છે.

शार्दूलविक्रीडित

**त्रैलोक्याधिपतित्वमेव विरसं यस्मिन्महाशासने**
**तल्लब्ध्वासनवस्त्रमानघटने भोगे रतिं मा कृथाः ।**
**भोगः कोऽपि स एक एव परमो नित्योदितो जृम्भते**
**यत्स्वादाद्विरसा भवन्ति विषयास्त्रैलोक्यराज्यादयः ॥**

જેનાં શાસનો (વચનો) મહાન્ છે એવું જે ઉપનિષદ્ છે તેમાં કહેલું જ્ઞાન મેળવ્યા પછી ત્રણ લોકોનું અધિપતિપણું પણ રસ વગરનું થાય છે. માટે તેની પ્રાપ્તિ પછી આસન, વસ્ત્ર અને માન ઉત્પન્ન કરનાર ભોગોમાં તું પ્રીતિ મા કર; એજ એક અનિર્વાચ્ય, પરમ (સર્વોત્કૃષ્ટ) નિત્ય અભ્યુદય સંપન્ન, (બ્રહ્મજ્ઞાન રૂપ) ભોગ વૃદ્ધિ પામે છે કે જેના સ્વાદથી ત્રણ લોકોના રાજ્યાદિ વિષયો રસ વિનાના બને છે.

અત્રે પેહેલાં ચરણમાં અને છેલ્લાં ચરણમાં ત્રણ લોકોનું આધિપત્ય અને ત્રણ લોકોનાં રાજ્યાદિ વિરસ બને છે તેની પુનરુક્તિ છે. અને તે જોતાં રામચન્દ્રની પ્રતનો શ્લોક વધારે યોગ્ય અને સુંદર લાગે છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે બ્રહ્માનન્દમાં સર્વ આનન્દોનો શમાવેશ થાય છે, માટે તેમાં પ્રીતિ કરવી વધારે ઇષ્ટ છે, અન્યમાં નહિં.

બીજા સર્વ આનન્દો એક બ્રહ્માનન્દની તન્માત્રા જેવા છે, માટે મોટા આનન્દ માટે જ સ્પૃહા રાખવી.

દૃષ્ટિની સમવિષમતાથી એક જ વસ્તુ જુદીજુદી જણાય છે તે કહે છે.

**यदासीदज्ञानं स्मरतिमिरसंस्कारजनितं**
**तदा दृष्टं नारीमयमिदमशेषं जगदपि ।**
**इदानीमस्माकं पटुतरविवेकाञ्जनजुषां**
**समीभूता दृष्टिस्त्रिभुवनमपि ब्रह्म मनुते ॥ ८२ ॥** [૧૭]

જ્યારે કામરૂપ અંધકારના સંસ્કારથી ઉત્પન્ન થયેલું અજ્ઞાન હતું ત્યારે આ આખું જગત્ નારીમય દૃષ્ટિએ પડતું હતું; હવે વધારે બારીક વિચારરૂપ અંજનવાળી અમારી દૃષ્ટિ સમીભૂત થયેલી છે ત્યારે તે ત્રણભુવનને પણ બ્રહ્મમય માને છે. ૧૭

જ્ઞાનના પ્રમાણમાં સમજણમાં ફેરફાર થાય છે તે આ શ્લોકમાં સમજાવ્યું છે. તિમિર નામનો એક પ્રકારનો નેત્રરોગ થાય છે અને તેથી આસપાસની વસ્તુ બરાબર જણાતી નથી. જ્યારે કામદેવરૂપ તિમિર આંખમાં હતું ત્યારે જાણે આખું જગત્ પોતાની પ્રિયતમામાં જ શમાયું હોય તેવું લાગતું હતું. એ ટુંકી દૃષ્ટિ કે અજ્ઞાનનું ફળ હતું. પછી દૃષ્ટિ વિશાળ થઇ, વિચાર કરતાં શીખ્યા, એ વિચારરૂપ અંજનથી આંખો સાફ થઈ ગઇ અને સર્વ સરખું જોવા લાગ્યા ત્યારે ત્રણ ભુવન બ્રહ્મરૂપ માનવા લાગ્યા. જેમ નેત્રનો તિમિર રોગ અંજનથી દૂર થાય અને દરેક વસ્તુ સ્પષ્ટ તેના યથાર્થ સ્વરૂપમાં જણાય તેમ તત્વજ્ઞાન થતાં જે જગત્ નારીરૂપ લાગતું હતું તે જગત્, અજ્ઞાન દૂર થતાં, સાક્ષાત્ બ્રહ્મરૂપ છે એમ સમજાયું. પોતામાં અને પારકામાંનો ભેદ નીકળી ગયો. આ શ્લોકમાં અલંકાર રૂપક છે.

હવે જ્ઞાનનો ભેદ જેમ પરિસ્થિતિથી થયો તેમ અધિકારથી અને સ્થાનથી થાય છે તે કહે છે—

**इन्द्रवज्रा**

**ज्ञानं सतां मानमदादिनाशनं**
**केषांचिदेतन्मदमानकारणम् ।**

**स्थानं विविक्तं यमिनां विमुक्तये**
**कामातुराणामतिकामकारणम् ॥ ८७ ॥ [ १८ ]**

યમી(યતિ)ઓની પૂર્ણ મુક્તિ માટે કારણભૂત થતી એક નિર્જન જગ્યા કામાતુરોને વિશેષ કામનું કારણ બને છે; તેમ સજ્જનોના માન, મદ આદિના નાશનું કારણરૂપ જ્ઞાન અન્ય કેટલાકોના મદ, માન આદિ(ની વૃદ્ધિ)નું કારણ બને છે. ૧૮

યતિઓ એકધ્યાન મેળવવા માટે એકાન્ત સ્થાન શોધે છે, કારણ કે ધ્યાનથી વિમુક્તિ થાય છે, પણ જો કામાતુર પુરુષો એકાન્ત સેવે તો ત્યાં તેમનાં કામની વૃદ્ધિ થાય છે. નિર્જનતાનો દૃષ્ટાંત આપીને અધિકાર ભેદે જુદાંજુદાં ફળ બતાવ્યાં છે. તેમ જ્ઞાન પણ સાધુઓના મદ, માન આદિનો નાશ કરે છે અને તે જ જ્ઞાન બીજાઓના મદ, માન આદિના વધારાનું કારણ બને છે. માત્ર પાત્રભેદને લીધે પરિણામનો ભેદ થાય છે. જ્ઞાનથી સાધુઓ સંયમ કરતાં શીખે છે ત્યારે બીજાઓ જ્ઞાનના અભિમાની બને છે.

જાતજાતના વિરોધો જણાવાને લીધે આ સંસારવ્યવહાર સુખકારક છે કે દુઃખકારક છે તેનો નિશ્ચય થતો નથી તે કહે છે:

शिखरिणी

**क्वचिद्वीणावादः क्वचिदपि च हाहेति रुदितं**
**क्वचिन्नारी रम्या क्वचिदपि जराजर्जरवपुः ।**
**क्वचिद्विद्वद्गोष्ठी क्वचिदपि सुरायत्तकलहो**
**न जाने संसारः किममृतमयः किं विषमयः ८८ [१९]**

કોઇ સ્થળે વીણા વગાડવાનું ચાલે છે તો કોઇ સ્થળે 'હાય, હાય' સાથનું રડવું ચાલે છે; કોઇ સ્થળે સુંદર સ્ત્રી મળે છે અને કોઈ સ્થળે ઘડપણથી બગડી ગયેલું શરીર હોય છે; કોઇ સ્થળે વિદ્વાનો ગોષ્ઠી કરી રહ્યા હોય છે તો

**કોઇ સ્થળે દારુથી મસ્ત બનેલા કલહ કરી રહ્યા હોય છે; (આમાં) સમજ પડતી નથી કે સંસાર અમૃતમય છે કે વિષમય છે? ૧૯**

ઈશ્વરની ચિત્રવિચિત્ર લીલાનું જ્ઞાન થયું છે, પણ માણસને સમજાતું નથી કે આ તે ઝેર છે કે અમૃત છે? તેને એ પ્રશ્ન થાય છે કે આવા વિરોધો શા માટે? ઈશ્વરનો આવા વિરોધો ઉત્પન્ન કરવામાં હેતુ શો છે? માણસ તેમાં નિર્ણય કરી શકતો નથી, પણ એક વસ્તુ સમજી શકાય તેવી છે કે, તેણે ફળની આશા વિના ઈશ્વરની ભક્તિ કરવી.

આ દુનિયામાં જીવન્મુક્ત કોણ છે, ઈશ્વરસ્વરૂપ કોણ છે તે કહે છે:—

शार्दूलविक्रीडित

**शय्या शैलशिला गृहं गिरिगुहा वस्त्रं तरूणां त्वचः**
**सारङ्गाः सुहृदो ननु क्षितिरुहां वृत्तिः फलैः कोमलैः ।**
**येषां निर्झरमम्बुपानमुचितं रत्यै च विद्याङ्गना**
**मन्ये ते परमेश्वराः शिरसि यैर्बद्धो न सेवाञ्जलिः ९२** [२०]

**જેમને મન પર્વતની શિલા શય્યારૂપ છે, પર્વતની ગુફા જ ઘર છે, વૃક્ષોની છાલ જ વસ્ત્ર છે, હરિણાદિ પશુપક્ષીઓ જ મિત્ર છે; જેઓ વૃક્ષોનાં કુમળાં ફ્લો વડે નિર્વાહ કરે છે, ઝરણાંના જળનું પાન ઉચિત છે, રતિને માટે વિદ્યા સ્વરૂપ સ્ત્રી છે, જેઓ કોઇ પાસે બે હાથ જોડી સેવા કરવા ઉભા નથી તેઓને હું પરમેશ્વર માનું છું. ૨૦**

વૃક્ષોની છાલથી આજે પણ શરીરનું રક્ષણ થાય છે. અને મહાપુરુષો એવાં વૃક્ષોની છાલનો વસ્ત્ર તરીકે ઉપયોગ કરી સંતોષ માને છે. માણસને સૂવાને, રેહેવાને અને ઓઢવાને જે વસ્તુઓ જોઇએ તે સ્વાભાવિક મળે, તો પછી બીજું બનાવટી શોધવા શા માટે જવું? સ્વાભાવિકથી શા માટે સંતોષ ના માનવો? ખાવાને માટે વૃક્ષોનાં કુમળાં ફળો મળે અને પીવાને નિર્મળ પાણી ઝરામાંથી મળે એટલે ખાવા

પીવાની પીડા કરવી નકામી છે. સુહૃદય એટલે સારા મિત્રો જોઇએ તો તે માટે નિર્દોષ હરિણો છે. રતિસુખને માટે સ્ત્રી જોઇએ તો કહે છે કે વિદ્યારૂપ અંગના છે તેને ભોગવો કે જે શરીરથી કદી ભિન્ન થતી નથી. વળી રાજાઓ કે ધનવાનો પાસે આશાથી હાથ જોડી ઉભા રહેવાનું નથી, કે નમસ્કાર કરવાનું નથી, એવું જીવન ગાળનારા જ ખરા પરમેશ્વર છે એમ ભર્તૃહરિ કહે છે. એવા પુરુષોમાં અને પરમેશ્વરમાં ભેદ નથી. તેઓ સેવ્ય અને પૂજ્ય છે. તેઓ સદા બ્રહ્માનંદ ભોગવે છે, પરમેશ્વર વાસના રહિતની પાસે છે.

ગંગાનું સેવન,—સંસારત્યાગ—દુઃખમાં પડી રેહેવા કરતાં ઉત્તમ છે એમ બતાવવાને કહે છે;

स्रग्धरा

**सत्यामेव त्रिलोकीसरिति हरशिरश्चुम्बिनीवच्छटायां**
**सद्वृत्तिं कल्पयन्त्यां वटविटपभवैर्वल्कलैः सत्फलैश्च ।**
**कोऽयं विद्वान् विपत्तिज्वरजनितरुजाऽतीव दुःश्वासिकानां**
**वक्त्रं वीक्षेत दुःस्थे यदि हि न बिभृयात्स्वे कुटुम्बेऽनुकम्पाम्**

હર (શંકર)ના મસ્તકનું ચુમ્બન કરવામાં સુંદર દેખાતી એવી સ્વર્ગગંગા વડોની ડાલિઓમાં ઉત્પન્ન થતાં (ડાલિઓમાંથી બનાવાતાં) વલ્કલો અને સુંદર (મીઠાં) ફલોવાળી સુંદર આજીવિકા આપનારી હોવા છતાં કોણ સમજુ પુરુષ દુઃખમાં પડેલી પોતાની સ્ત્રી પર જો દયા રાખતો ના હોય તો વિપત્તિ રૂપ જ્વરથી થતાં રોગો(દુઃખો)ને લીધે અત્યંત દુઃખભર્યા નિઃશ્વાસોવાળું તેનું મુખ જોયા કરે? ૨૧

કોઇએક મનુષ્ય વિપત્તિમાં આવી પડયો હોય, ગરીબીનું દુઃખ સેવતો હોય તેનો દાખલો અત્રે લીધો છે. ગરીબીથી, નિર્ધનતાથી પીડાતા મનુષ્ય મોંઢે તો ના બોલે, પણ વિપત્તિના તાપનું દુઃખ તેમના દીર્ઘ શ્વાસો—નિઃશ્વાસોમાં જણાય છે. કહે છે કે દુઃખમાં પડેલા પોતાનાં જ કુટુંબ માટે તેના અંતરમાં દયા ના હોય તો મનુષ્ય કુટુંબ એટલે

અહિં પોતાની સ્ત્રીનું નિઃશ્વાસ નાંખતું મોંઢું જુએ નહીં. આનાથી કોઈ ઉલટું એમ કહે કે સ્વર્ગની ગંગા છે, ઘણી સુંદર છે, શિવનાં મસ્તકનું ચુમ્બન કરતી નીકળે છે, એ ગંગાના કાંઠાપર વડનાં વૃક્ષોમાંથી વલ્કલો મળે તેમ છે, અને તેના કાંઠાપરનાં વનમાંથી મીઠાં ફળ પણ મળે છે, એ ગંગા આ સર્વ જીવનનિર્વાહ માટે આપે તેવી હયાત છે, પછી દુઃખી સ્ત્રીનું મોંઢું શા માટે જોવું ? તો આવા ઉપદેશમાં અંતરની સખ્તાઇનો ભાસ થાય છે. શું પુરુષે દુઃખી થતી સ્ત્રીનો ત્યાગ કરી પોતે ગંગા કાંઠે વસવાને ચાલી જવું, વૈરાગ્ય લેવો? ખરેખર ઉપદેશ ક્રૂરતાપૂર્ણ છે, અનિષ્ટ છે. ભર્તૃહરી આવો ઉપદેશ કરે તે સંભવિત નથી. સિવાય કે દુઃખી મોંઢાં જોયા કરવા કરતાં તે ન જોવાને માટે સંસારત્યાગ કરવામાં વધારે દયા હોય.

સમજુ સાધુ પુરુષોનું કાશીમાં વસવાનું કારણ કહે છે:

शार्दूलविक्रीडित

**उद्यानेषु विचित्रभोजनविधिस्तीव्रातितीव्रं तपः**
**कौपीनावरणं सुवस्त्रममितं भिक्षाटनं मण्डनम् ।**
**आसन्नं मरणं च मङ्गलसमं यस्यां समुत्पद्यते**
**तां काशीं परिहृत्य हन्त विबुधैरन्यत्र किं स्थीयते ९४ [२२]**

**જેના ઉદ્યાનોમાં ભોજનનો વિચિત્ર વિધિ કરવા જવું એ જ એક તીવ્રમાં અતિ તીવ્ર તપ બરાબર છે, જ્યાં કૌપીનનું આવરણ તે સુંદર વસ્ત્રસમ છે; જ્યાં ભિક્ષાને માટે નિરંકુશ ભટકવું તે ભૂષણસમ છે અને જ્યાં થયેલું મરણ તે મંગળ સમ છે; આવી કાશીનો ત્યાગ કરીને અફસોસ, શા માટે સમજુઓ અન્યત્ર રહેતા હશે ? ૨૨**

આ શ્લોકમાં કાશીપુરીની મહત્તા કેવી છે તે અત્રે કહી છે. કાશીમાં તીવ્રમાં તીવ્ર તપ તે નગર બાહાર વાડીઓમાં જાતજાતનાં ભોજન લેવા જવું તે છે. સિવાય કાશીમાં તો ભાતભાતના પકવાન્ન વગર શ્રમે બેઠાં મળે છે. વળી કાશીમાં કૌપીનથી ગુહ્યાંગને ઢાંકવું એટલે જાણે સારું વસ્ત્ર

પેહેર્યું-ઓઢ્યું ગણાય છે; વધારે વસ્ત્રની જરૂર જ પડતી નથી. વળી કાશીમાં ભિક્ષા માંગવા માટે ભટકવામાં બંધન નથી, જેમ નિરંકુશતાથી વધારે ભટકે તેમ તેની પ્રતિષ્ઠા ભારે, અને કાશીની શ્રેષ્ઠતા. છેવટે એ કે, ત્યાં જો મરણ આવે તો તે પવિત્ર ગણાય છે. કાશીની ભૂમિ એટલે બધી પવિત્ર મનાય છે કે જો ત્યાં મરણ થાય તો સ્વર્ગ સત્વર મળે. ઘણાકો તેથી મરણ સમયે કાશી જાય છે અને ગંગાકિનારે રહે છે. એક એકથી ચઢતી મહત્તા કાશીની કહી છે. અને તેથી અફસોસ કરે છે કે સમજુઓ, જ્ઞાનીઓ કાશી છોડીને બીજે શા માટે જતા હશે? કાશી ક્ષેત્રના પરમ ભક્તનો આ શ્લોક રચેલો છે. વૈરાગીએ જ કાશી જવું એમ નથી, પણ બીજા સર્વેએ જવું એવો તેનો હેતુ છે. વૈરાગીઓ ત્યાં જઇને રહે તે માટે નવાઈ નથી, કારણ કે વગર શ્રમે મિષ્ટાન્ન મળે, કૌપીનથી ચાલી શકે, અને ભિક્ષા માટે નિરંકુશ ભટકવામાં શરમાવાનું નહિ. યોગીન્દ્ર શ્રીભર્તૃહરિને કાશી માટે આવો ભાવ હતો કે નહિ તે આથી કેહેવું મુશ્કેલ છે. અલંકાર ઉપમા છે.

કાશીપુરીની મહત્તા વળી બીજી રીતિએ કહે છે.

शार्दूलविक्रीडित

**नायं ते समयो रहस्यमधुना निद्राति नाथो यदि**
**स्थित्वा द्रक्ष्यति कुप्यति प्रभुरिति द्वारेषु येषां वचः ।**
**चेतस्तानपहाय याहि भवनं देवस्य विश्वेशितु-**
**र्निर्दौवारिकनिर्दयोक्त्यपरुषं निःसीमशर्मप्रदम् ॥९५॥[२३]**

"તારો આ સમય નથી, મારા નાથ હમણાં એકાંતમાં નિદ્રા લે છે, જો મારા માલિક તને ઉભેલો જોશે તો તારાપર કોપ કરશે." એવાં વચનો જેમના દ્વારોમાં સંભળાય છે તેઓનો હે ચિત્ત, ત્યાગ કરી તું ભગવાન્ કાશીવિશ્વેશ્વરનું મંદિર જ્યાં કોઇ દ્વારપાળ કે દ્વારપાળની નિર્દય અને કઠોર વાણી છે નહિં, અને જે સીમા વિનાની શાન્તિને આપે છે તે મંદિરમાં જા. ૨૩

ઈશ્વરનું શરણ લેવું, તેના મંદિરમાં જવું, તેની ભક્તિ કરવી એ શ્રેષ્ઠ છે તેમાં પણ કાશીવિશ્વેશ્વરનું મંદિર વધારે શ્રેષ્ઠ છે તે વાત આ શ્લોકમાં કહી છે. બીજા ધનાઢયો કે રાજાઓના મંદિરોમાં જઇએ તો પ્રવેશ જ કરવા ના દે, દરવાનો કે નોકરો ગમેતેમ બોલે, સતાવે, ધક્કા મારે; 'શેઠ ઉંઘે છે, આ તે કાંઈ માંગવાનો કે મળવાનો કે વાત કરવાનો વખત છે? જા; ચાલ્યો જા, રાજાજી જાગશે અને તને ઉભેલો જોશે તો મારશે' ઇત્યાદિ સાંભળવું પડે છે. પ્રભુનાં મંદિરના દરવાજા તો રાત્રિદિવસ સદાજ ખુલ્લા, ત્યાં કોઈ દરવાન અટકાવે નહિં, કડવું બોલે નહિં; એ મંદિરમાં જઇએ ત્યારે સદા શાંતિ મળે; આપણી ઈચ્છા થાય ત્યારે પ્રભુને મળી શકાય. અમુક જ સમયે પ્રભુનાં દર્શન થાય અને અમુક સમયે ના થાય તેવું કાશીવિશ્વેશ્વરમાં નથી. આ રીતે રાજમેહેલ કરતાં ઈશ્વરનાં મંદિરની શ્રેષ્ઠતા કહી છે; રાજત્યાગ સારો એમ બતાવ્યું છે. રાજાને ત્યાં જઇએ ત્યારે વખત મેળવવો પડે, પ્રભુનાં મંદિરમાં તો સામો રાજા મળવા આવે.

આ શ્લોકમાં વિધિનું પ્રાબલ્ય કોઇએક સ્નેહીને ઉદ્દેશીને કહેલું છે:—

हरिणी

**प्रियसखि विपद्दण्डाघातप्रपातपरम्परा–**
**परिधिचपले चिन्ताचक्रे निधाय विधिः खलः ।**
**मृदमिव बलात्पिण्डीकृत्य प्रगल्भकुलालवद्**
**भ्रमयति मनो नो जानीमः किमत्र विधास्यति ॥९६॥**[२४]

હે મિત્ર, વિપત્તિઓરૂપ લાકડીઓના સમુદાયના જોરથી વાગતા સતત ઘાઓને લીધે ચપલ બન્યું છે જેનું પરિધિ એવા ચિન્તારૂપ ચક્રપર આ શઠ વિધિ, એક કુશળ કુંભારની પેઠે, માટીના લોંદાની પેઠે મારાં મનનો જોરથી પિંડો બનાવી, ચઢાવીને ફેરવે છે તે એ અહિં શું કરશે તે આપણે જાણતા નથી. ૨૪

આ શ્લોકમાં વિધિની કુંભારની સાથે તુલના કરી છે. બ્રહ્માને લોકો કુંભાર કહે છે તે જાણીતું છે. કુંભાર માટીનો પિંડો બનાવે છે

અને જોરથી ફરતા ચાકપર એ પિંડો મૂકી દે છે. એક બાજૂએ તે ચાકને લાકડીઓ જોરથી મારતો જઇને ફેરવતો જાય છે અને બીજી બાજુ માટીના પિંડનો ઘાટ ઘડતો જાય છે. કુંભાર તે બ્રહ્મા છે; કુંભારની લાકડીઓ અને બ્રહ્મા પાસે વિપત્તિરૂપ લાકડીઓ છે; કુંભાર લાકડીઓના ઘા જોરથી ચાકના પરિધિને કરે છે; બ્રહ્મા પણ વિપત્તિ રૂપ લાકડીઓ વડે ઘા કરે છે; કુંભારનું ચક્ર લાકડાનું છે, વિધિનું ચક્ર તે ચિંતા છે; કુંભારને કુશળ કહ્યો છે; વિધિને શઠ કહ્યો છે; કુંભાર પાસે માટીનો પિંડ છે, વિધિ પાસે મનરૂપ માટીનો પિંડો છે; બન્નેના લોંદા જોરથી કરાય છે અને ચાકપર ચઢાવાય છે: કુંભાર ઘાટ ઘડે છે તે જણાય છે, પણ વિધિ કેવો ઘાટ ઘડવા માંગે છે તે કોઇ જાણતું નથી.

આ શ્લોકમાં અલંકાર ઉપમા છે.

આ શ્લોક નીતિશતકમાં પણ છે. નીતિશતકમાં તેનું સ્થાન ઠીક છે, પણ વૈરાગ્યમાં વિધિનું બળ કહેવાથી વૈરાગ્ય કેમ થાય તે સમજાતું નથી. શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ આપ્યો છે કે વિધિ કેવું ફળ આપશે અને શું કરશે તેનો વિચાર ન કરતાં તું તારું કર્તવ્ય કર અને એથી આ શ્લોક નીતિશતકમાં યોગ્ય લાગે છે. વિધિ શું કરનાર છે તે જો જગત્ જાણે તો કાંઇ મુશ્કેલી રહે જ નહિ. જગત્નું સ્વરૂપ જ બદલાઇ જાય.

શંકરના ધ્યાનમાં જેમનું ચિત્ત લાગ્યું છે તેઓને કામદેવ કાંઇ અસર કરી શકતો નથી તે કહે છે.

**रे कन्दर्प करं कदर्थयसि किं कोदण्डटङ्कारवै**
**रे रे कोकिल कोमलैः कलरवैः किं त्वं वृथा जल्पसि ।**
**मुग्धे स्निग्धविदग्धमुग्धमधुरैर्लोलैः कटाक्षैरलं**
**चेतश्चुम्बितचन्द्रचूडचरणध्यानामृतं वर्तते ॥९८॥** [२५]

રે કન્દર્પ, ધનુષના ટંકારો સહિત હાથને તું શા માટે મેહેનત આપે છે ? રે રે કોયલ, કોમલ કલરવો સહિત તું વૃથા શા માટે બોલ બોલ કરે છે ? હે મુગ્ધે, સ્નેહાલ, ચતુરાઇભર્યાં, મોહક, મધુર અને ચંચલ કટાક્ષોથી જોવાનું

**બંધ કર. કારણ કે મારું ચિત્ત ચન્દ્રચૂડ(શંકર)ના ચરણોનાં ધ્યાનરૂપ અમૃતનું ચુમ્બન(સ્વાદ) કરવામાં રોકાયેલું છે.૨૫**

ભાષાંતર કરવામાં વિશેષ નામોનું પણ ભાષાંતર કરવામાં આવે છે તે ઇષ્ટ નથી. મેં, તેથી, અહિં કન્દર્પ જે મદનના અનેક નામોમાંનું એક છે તે કાયમ રાખ્યું છે. જન્મતાં જ જેણે પૂછ્યું કે હું કોને ઉશ્કેરું અથવા કોને દબાવું, તેનું નામ કન્દર્પ. રે એવું સંબોધન તિરસ્કારદર્શક છે. ધનુષ્યને દોરી બાંધી હોય છે તે દોરી ખેંચીને છોડી દેતાં જે અવાજ થાય તેને ટંકાર કહે છે. યોગી કહે છે કે રે કન્દર્પ, તું તારા ધનુષની દોરી ખેંચી અવાજ કરી રહ્યો છે. પણ તારા હાથની મેહેનત, તારું ટંકાર નકામું જાય છે. તારાં ટંકારનો અવાજ મારા કાનમાં જાય તેમ નથી. વળી કન્દર્પનું બાણ હૈયાને વિંધે અને તે હૈયું તો બંધ છે તેનું કારણ ચોથા ચરણમાં જણાવ્યું છે. બીજા ચરણમાં કોકિલા નામનું પક્ષી જેનો કંઠ ઘણો મધુર હોય છે અને વસંતઋતુમાં જેની મધુરતા વધે છે, તેને સંબોધન છે. અત્રે તે બહુ બોલ બોલ કરે છે એવું કહ્યું છે એટલે વસંતઋતુ ખીલી છે એમ સમજવાનું છે. પણ યોગી કહે છે કે જો કન્દર્પનાં બાણોથી છાતી વીંધાય તેમ નથી તો પછી તારા મીઠા આલાપ ટહુકારથી હું ધ્યાનભ્રષ્ટ થાઉં એ ના બને. રે-રે એમ બે વાર કહી કોકિલાનો તુચ્છકાર કરતો કહે છે કે તારો કોમળ કલરવ મિથ્યા છે. ત્રીજાં ચરણમાં મુગ્ધા યુવતીને સંબોધન છે. યુવતીના કટાક્ષો, દૃષ્ટિપાતો સ્નેહાળ, મર્માળ છે; વળી તેમાં જાતજાતના વિલાસોની નિપુણતા જણાય છે; મોહકતા છે, સુંદરતા છે; મધુરતા છે. વળી કટાક્ષોમાં આલસ્ય કે ભાર નથી, પણ સ્વાભાવિક ચંચલતા છે.આ દૃષ્ટિપાત સાધારણ સીધાં નથી,પણ નેત્રના ખુણામાંથી ભાવ દર્શાવનારાં અવલોકનો નીકળે છે. ભાષામાં 'આંખ મારવી' કહે છે તે કટાક્ષ; મૂલમાં સ્નિગ્ધ શબ્દ છે; સ્નિગ્ધ એટલે સ્નેહથી યુક્ત.

विस्रम्भे परमां काष्ठामारूढे दर्शनादिभिः ।
येनान्तरङ्गं द्रवति स स्नेह इति कथ्यते ॥

વિશ્વાસ ઘણો વધી ગયો હોય ત્યારે દર્શન શ્રવણઆદિથી જેનું ચિત્ત દ્રવે છે તેને સ્નેહ કહેવામાં આવે છે.

વિદગ્ધ કટાક્ષો, વિરક્ત થયો હોય તેને પણ અન્યને થતા વિકારોની જાગૃતિ કરે છે. यद्दर्शने विरक्तोऽपि क्षुभ्यते तत्समन्मथम् જે કટાક્ષોનાં

દર્શનથી વિરક્ત મનુષ્યને પણ ક્ષોભ થાય તેનું નામ મન્મથ. એમાં વિલાસનાં જાતજાતનાં ભાવો નિપુણતાથી બતાવી ચિત્તને મથી નાંખે છે. એક પ્રતમાં ચારુ પાઠ મુગ્ધને બદલે છે, પણ મુગ્ધ પાઠ વધારે સારો છે. ભાવપ્રકાશમાં કહે છે કે,

अपरिच्छिन्नविषयं मदमन्थरमीलितम् ।
स्फुरद्भ्रूपक्षतायुक्तं तत्स्मेरमिति कथ्यते ॥

જેમાં વિષય સરખો ચાલુ છે, ભેદ જણાતો નથી, જેમાં મદનો ભાર મિશ્ર થયો છે, જેમાં ભ્રમરોનું સ્ફુરણ સાથે છે તેને સ્મેર (હાસ્ય) કહે છે. વળી કટાક્ષોને મધુર કહ્યા છે, કારણ કે તે સંતાપને હરે છે

शीतलीक्रियते तापो येन तन्मधुरं स्मृतम् ॥ જેનાથી તાપ શીતલ થાય તે મધુર કહેવાય છે. વળી મુગ્ધાના કટાક્ષો કેવા છે? लोल ચંચલ છે, તૃષ્ણાવાળા છે. જે કટાક્ષોના ગર્ભમાં હાસ્ય હોય તેવા, संभोगौत्सुक्य સમાગમની ઉત્સુકતા બતાવનારી ભાવના હોય તેવા ચંચલ કટાક્ષો.

यद्गतागतविश्रान्तिवैचित्र्येण प्रवर्तनम् ।
तारकायाः कलाभिज्ञास्तं कटाक्षं प्रचक्षते ॥

કામકલાના જાણકારો કટાક્ષો કોને કહે છે? આંખના ખુણા તરફ કીકી ફરે, કીકીઓનું આવન, જાવન અને વિશ્રાન્તિ ચિત્રવિચિત્ર રીતે થાય તેને કટાક્ષ કહે છે.

મુગ્ધાએ યોગીને લોભાવવાને પોતાની સર્વ નિપુણતાને આંખોમાં કેન્દ્રસ્થ કરી, ભાવો બતાવ્યા, ઉત્સુકતા બતાવી, પણ પથ્થરના અંતરવાળા યોગીને કાંઇ અસર થઇ નથી, તેથી તે હાંસી કરતાં કહે છે કે, આ તારી ચતુરાઇ વગેરે બંધ કર. કન્દર્પને સહાયક ધનુષબાણ છે, વસન્ત છે, કોયલ છે અને મુગ્ધા પણ છે; વળી ચન્દ્ર પણ છે. પણ યોગી કહે છે કે જેના અંબોડામાં ચન્દ્ર છે તે ચન્દ્રચૂડનાં ચરણનું શરણ મેં લીધું છે, તેનાં ચરણનું ચુમ્બન હું કરું છું; તે ચન્દ્રચૂડે તને બાળ્યો હતો એટલે એ ચન્દ્રચૂડ શંકર તારાથી બળવાન્ છે, અને તારાથી વિશેષ બળવાનનું મેં શરણ લીધું છે તેથી હવે તું મને જીતે તેમ નથી. અમૃતનું પાન કરીને તૃપ્ત થયો હોય તેને અરનાલનાં પાણીનો લોભ ના થાય. બ્રહ્માનન્દનો અનુભવ કરનારો હું આવા ક્ષુદ્રાનન્દની લોલુપતા ના રાખું.

પેહેલાં હું તારો ભક્ત હતો, હવે તો તારાથી બળવાન્ શંકરનો ભક્ત બન્યો છું, માટે તને અસાધ્ય છું. કામનું બળ એટલું બધું છે કે હજારો વર્ષનાં તપ છતાં ઋષિઓ અને રાજાઓ અને માનવીઓ લોભાયા છે.

આ શ્લોકના પ્રત્યેક ચરણોમાં યમકો સુંદર છે.

એક પ્રતમાં પ્રથમ ચરણમાં करं ને બદલે शरं પાઠ છે.

બ્રહ્માનન્દ રતિસુખના આનંદથી શ્રેષ્ઠ છે તે માટે કહે છે:—

शिखरिणी

**सदा योगाभ्यासव्यसनवशयोरात्ममनसो-**
**रविच्छिन्ना मैत्री स्फुरति कृतिनस्तस्य किमु तैः ।**
**प्रियाणामालापैरधरमधुभिर्वक्त्रकमलैः**
**सनिःश्वासामोदैः सकुचकलशाश्लेषसुरतैः ॥१०८॥** [२६]

યોગના અભ્યાસના વ્યસનને વશ રહેનાર આત્મા અને મનની મૈત્રી સદા અવિચ્છિન્ન સ્ફુરે છે; તે પુણ્યશાળી પુરુષને પ્રિયાઓના આલાપો, અધરોષ્ઠોનાં મધ, મુખકમળો, નિઃશ્વાસયુક્ત સુગંધો, કુચ કલશયુક્ત આલિંગનો સાથનાં સુરતો શા હિસાબમાં છે? ૨૬

કોઇક જ સુકૃતવાળો પુણ્યશાળી પુરુષ હોય છે કે જેના આત્મા અને મનને યોગનો અભ્યાસ કરવાનું વ્યસન લાગ્યું હોય છે. તે જીવ–આત્મા અને મન વચ્ચેની મૈત્રી સતત ખીલ્યા કરે છે, ખીલતી અટકતી જ નથી, એમાં ક્ષય જ નથી એમ કહેવાનો હેતુ છે. જ્યાં આવી મૈત્રી જામી હોય ત્યાં પ્રિય સ્ત્રીઓના મીઠા વાર્તાલાપો કે સંગીતો સાંભળવાના હોય, અધરપાનનું અમૃતચુમ્બન મળતું હોય, મુખકમલોનું સૌન્દર્ય નિરખવાનું હોય, નિશ્વાસોમાંથી મીઠો પરિમલ અને ગાઢાં સ્તનકલશનાં આલિંગનો સહિત સુરતો હોય—આ સઘળાઓ શું એ મૈત્રી ખંડિત કરી શકે ખરા? નહિ જ. એ આત્મા અને મનની મૈત્રી તો કાયમ જ રહેવાની. મોટા બ્રહ્માનન્દનો ઉપભોગ થતો હોય ત્યાં પ્રિય, સુંદર સ્ત્રીઓના સમાગમથી થતો આનંદ અસર કરી શકતો નથી. આ રીતે બ્રહ્માનંદની શ્રેષ્ઠતા બતાવી છે. અત્રે જે પ્રિય સ્ત્રીઓનું વર્ણન છે

તે સામાન્ય નહિ પણ પદ્મિની જેવી સ્ત્રી છે, અને તે છતાં તેના સમાગમનો આનંદ બ્રહ્માનંદથી ઉતરતો કહે છે. પદ્મિનીઓના નિઃશ્વાસોનો પરિમલ મીઠો હોય છે.

પારકાંના હિત માટે પરમ દુઃખ સહન કરવામાં માત્ર બેનો જ જન્મ સફલ થયો મનાય છે, બીજાઓનો નહિ તે કહે છે:—

स्रग्धरा

**जातः कूर्मः स एकः पृथुभुवनभरायार्पितं येन पृष्ठं**
**श्लाघ्यं जन्म ध्रुवस्य भ्रमति नियमितं यत्र तेजस्विचक्रम् ।**
**संजातव्यर्थपक्षाः परहितकरणे नोपरिष्टान्न चाधो**
**ब्रह्माण्डोदुम्बरान्तर्मशकवदपरे जन्तवो जातनष्टाः ॥१०९॥**

જન્મેલો તો તે એકલો કૂર્મ (કાચબો) છે કે જેણે ચૌદ ભુવનનો મોટો ભાર ધરવાને પોતાની પીઠ આપી દીધી. પ્રશંસા કરવા યોગ્ય જન્મ તે ધ્રુવનો કે જે નિયુક્ત કરેલું જ્યોતિષ ચક્ર ફેરવ્યા જ કરે છે; કોઇપણ રીતે પારકાનું હિત ન કરી શકનાર અને તેથી કરીને આલોક કે પરલોક જેમને માટે નકામા થઇ પડ્યા છે એવા દુનિયાના અન્ય પ્રાણીઓ ઉંબરાના વૃક્ષના ફળમાં રહેલા જંતુઓની માફક જન્મે છે ને મરે છે. ૨૭

આ શ્લોક નીતિશતકમાં મૂકવા જેવો છે. માણસે જન્મીને પરોપકાર કરવાપર લક્ષ રાખવું એમ કહેવાનો હેતુ છે. કોઈ પૂછે કે આ જગત્‌ના આરંભથી આજ સુધીમાં જન્મીને સાર્થકતા કોણે કરી, તો કહે છે કે બે જણાએ. પુરાણોમાં કૂર્માવતારની વાત કહી છે. ઈશ્વરના ચોવીશ અવતારોમાંનો એ પ્રથમ છે. સૃષ્ટિ ઉત્પન્ન થઈ, પણ તેને ક્યાં મૂકવી એ પ્રશ્ન થયો. કૂર્મરૂપ પ્રભુએ પોતાની પીઠપર ચૌદ ભુવનનો ભાર ઉપાડવાને કબૂલ્યું અને હંમેશનો ક્લેશ સ્વીકાર્યો. બીજો જન્મ ઉત્તાનપાદ રાજાના દીકરા ધ્રુવનો જન્મ પ્રશંસા કરવા જેવો છે. એમ કહે છે કે આકાશમાં જે ધ્રુવનો તારો દેખાય છે તે એ ધ્રુવનો અવતાર

છે. શિશુમાર નામનું ગ્રહ નક્ષત્રમણ્ડલ, સદા જાગ્રત્ રહીને, લોકોપકાર માટે, ફરતું રાખવાનું કામ તેણે માથે લીધું એવી એક કથા શ્રીભાગવત અને વિષ્ણુપુરાણમાં કહી છે. પરહિત કરવામાં સમર્થનો જન્મ તે યોગ્ય, બીજા નકામા. એમ કહે છે કે ઉપરથી નીચે સુધી નજર કરીએ છીએ તો આ બે સિવાય ઘણાએ જન્મ્યા છે, પણ કોઇએ સૃષ્ટિની ઉપર રહીને ધ્રુવના જેવું પરહિતનું કાર્ય કર્યું નથી તેમ નીચે રહીને કૂર્મના જેવું કાર્ય કર્યું નથી. ઉંબરાનાં વૃક્ષના ફળમાં ઘણાં મગતરાં રહે છે અને બ્રહ્માણ્ડમાં જંતુઓ રહે છે તેથી બ્રહ્માણ્ડને ઉંબરા સાથે સરખાવેલું છે. એ ઉંબરા-રૂપ બ્રહ્માડમાં પ્રાણીઓ ઘણાં જન્મે છે અને મરે છે. બીજા બધાંનો જન્મ તે મગતરાંનાં જન્મ જેવો છે. બીજું ધ્યાનમાં એ રાખવાનું છે કે બ્રહ્માણ્ડમાં કૂર્મથી નીચે કોઇ ચીજ નથી અને ઉપર ધ્રુવથી ઉંચે કોઇ નથી. બન્ને અંતિમ મર્યાદામાં સર્વે રહે છે.

संजातव्यर्थ पक्षाः એટલે (૧) એક અથવા બીજો પક્ષ ફોકટ લે છે, અથવા (૨) આલોક અને પરલોકરૂપી એક પણ પક્ષ લેતા નથી; અથવા (૩) જેઓને પાંખ છે, પણ તે નકામી છે.

આ શ્લોકમાં રૂપક અને ઉપમા એ બે અલંકારોવાળો સંકર નામનો અલંકાર છે.

કોઇ કહે કે મારે સંસારસાગરમાં ડૂબવું નથી તે માટે મારે શું કરવું તેના જવાબમાં સ્ત્રીને નદી સાથે સરખાવીને કહે છે કે સ્ત્રી અનર્થ કરનારી છે તે બતાવતાં કહે છે:

शार्दूलविक्रीडित

**उन्मीलत्त्रिवलीतरङ्गनिलया प्रोत्तुङ्गपीनस्तन-**
**द्वन्द्वेनोद्यतचक्रवाकमिथुना वक्त्राम्बुजोद्भासिनी ।**
**कान्ताकारधरा नदीयमभितः क्रूराशया नेष्यते**
**संसारार्णवमज्जनं यदि ततो दूरेण संत्यज्यताम् ॥११०॥** [૨૮]

**જેમાં થતાં તરંગોનો સમૂહ તે સ્ત્રીની ત્રિવલી છે; જેનાપર ચાલતું ચક્રવાકનું જોડું તે અતિ ઉન્નત ઘાટાં સ્તનદ્વંદ્વ છે; જેમાં મુખરૂપ કમળની શોભા છે; જેમાં**

મઘરરૂપ ક્રૂર આશયો ભરેલા છે એવી કાન્તાના રૂપને ધરનારી આ નદીનો, જો તું સંસારરૂપ અર્ણવ(સાગ-ર)માં ડૂબવાની ઇચ્છા ના રાખતો હોય તો, દૂરથી પૂર્ણ ત્યાગ કર. ૨૮

નદી છેવટે સાગરને જઇને મળે છે તેમ સ્ત્રી સંસારસાગરમાં ભળે છે. નદીમાં પડેલો માણસ સાગરમાં તણાઇ જાય તેમ સ્ત્રીસમાગમમાં આવેલો માણસ સંસારસાગરમાં ઘસડાઇ જાય છે. માટે માણસે નદી રૂપ સ્ત્રીથી સદા દૂર રહેવું, જો સંસારસાગરમાં ઘસડાવું ના હોય તો. પેહેલાં ત્રણ ચરણમાં સ્ત્રી અને નદી સર્વ રીતે સરખાં છે તે બતાવ્યું છે. સ્ત્રીઓના પેટપર ચામડીના ત્રણ વાટા પડે છે તેને અથવા કેશની ત્રણ હાર ચઢઉતર હોય છે તેને ત્રિવલી કહે છે. એ સ્ત્રીનું સૌંદર્ય મનાય છે. સ્ત્રીની ત્રિવલી તે નદીઓમાં થતાં તરંગોની હાર. સ્ત્રીની છાતીપર ઉંચા ગાઢ સ્તન યુગલ હોય છે અને નદીપર ચક્રવાક નામનું પક્ષીનું જોડું હોય છે આ પક્ષી હંમેશાં જોડમાં ફરે છે. એટલે સ્તનયુગલ તે ચક્રવાક યુગલ, નદીમાં કમળોની શોભા હોય અને સ્ત્રીનાં મુખકમળની શોભા, નદીની ગતિ આડીઅવળી અને સ્ત્રીની ચાલ પણ લટકાંમટકાળી, સ્ત્રીનું હૃદય ક્રૂર અને નદીમાં મઘરાદિ ક્રૂર પ્રાણીઓનો વસવાટ. આ પ્રમાણે સ્ત્રી-રૂપ નદીનું રૂપક છે અને તેથી સમસ્તવસ્તુવર્તિસાવયવ રૂપક નામનો અલંકાર આ શ્લોકમાં બને છે.

માણસનો અહંભાવ કહે છે કે હું પંચ જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિ-યોથી છેતરાએલો છું, ઇન્દ્રિયોનું બળ ઘણું ભારે છે.

मालिनी

**इह हि मधुरगीतं नृत्यमेतद्रसोऽयं**
**स्फुरति परिमलोऽयं स्पर्श एष स्तनानाम् ।**
**इति हतपरमार्थैरिन्द्रियैर्भ्राम्यमाणः**
**स्वहितकरणधूर्तैः पञ्चभिर्वञ्चितोऽस्मि ॥१११॥**[२९]

આલોકમાં તો આ મધુર ગીત (વાદ્ય) છે, આ નૃત્ય છે, આ રસ છે, આ પરિમલ પસરે છે, સ્તનોનો આ સ્પર્શ

**છે, આમ પોતાનું હિત કરવામાં ધૂર્ત, પરમ અર્થનો નાશ કરનારી પાંચ ઇન્દ્રિયોથી હું ભમાવેલો ઠગાએલો છું. ૨૯**

મનુષ્ય આલોકમાં કેમ ભમાય છે અને છેતરાય છે તે આ શ્લોકમાં કહેલું છે. પંચમહાભૂત આકાશ, વાયુ, તેજ, આપ અને પૃથ્વી છે, એ દરેકના ગુણ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ છે. એ દરેક ગુણનો ભોગ પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો દ્વારા આત્મા કરે છે; મન, વાણી, બુદ્ધિ, અને દેહ તેમાં સાધન છે. માણસને ઇન્દ્રિયોએ કેમ છેતર્યો અને પરમ અર્થનો નાશ કેમ થયો તે અત્રે કહે છે. આલોકમાં સર્વ છે: આકાશનો ગુણ શબ્દ, એ શબ્દનો સત્ અથવા મીઠો ભાગ સંગીત આદિ આલોકમાં કર્ણદ્વારા ભોગવવાનું મળે છે; વાયુનો ગુણ સ્પર્શ, એ ત્વચાથી જણાય છે; સ્તનનો સ્પર્શ સત્ લાગે છે; તેજથી રૂપ રંગ—આકૃતિ જણાય છે, તેનો અનુભવ નેત્રથી થાય છે, નેત્ર સૌંદર્યવતી સ્ત્રીની ગતિ, નૃત્ય જુએ છે તેમાં સત વસ્તુ જણાય છે; અપ્‌નો ગુણ રસ; જીભ સારા અને ખરાબ રસો ચાખે છે અને એ સર્વ રસોમાં અધરપાનનો અમૃતરસ સ્ત્રી પાસેથી મળે છે; પૃથ્વીનો ગુણ ગંધ—તેમાં સુગંધ—પરિમલ પદ્મિની સ્ત્રીના નિઃશ્વાસમાંથી મળે છે. ઇન્દ્રિયો આ રીત્યા પોતપોતાને માટે જોઇતો સંતોષ આલોકમાંથી મેળવે છે. યોગી કહે છે કે ઇન્દ્રિયોની એમાં ધૂર્તતા છે, આ સર્વથી ચઢતો અર્થ જે પ્રભુની પ્રાપ્તિ તેને અટકાવે છે. આથી છેતરાયેલો સંસારી ઇન્દ્રિયોને સ્વાર્થી અને ધૂર્ત કહે છે.

યોગીન્દ્ર શ્રીભર્તૃહરિ છેવટે કહે છે

वंशस्थवृत्त

**प्रशान्तशास्त्रार्थविचारचापलं**
**निवृत्तनानारसकाव्यकौतुकम् ।**
**निरस्तनिःशेषविकल्पविप्लवं**
**प्रपत्तुमन्विच्छति शूलिनं मनः ॥ ११४॥** [३०]

**શાસ્ત્રોના અર્થો વિચારવાની જેની ચપળતા શાંત પડી છે; નાના પ્રકારનાં રસવાળાં કાવ્યો સંબંધી જેનું કૌતુક**

જતું રહ્યું છે; જેનાં સંકલ્પવિકલ્પોના તોફાન સંપૂર્ણ નાશ પામ્યાં છે એવું મારું મન હવે શૂળ ધારીને મેળવવાની ઇચ્છા કરે છે. ૩૦

આ શ્લોક ભર્તૃહરિનો છેવટનો બનાવેલો લાગે છે. પોતાના મનનું કેવું સ્વરૂપ પૂર્વે હતું તેનું એમાં સૂચન છે. તેના કહેવા પ્રમાણે શાસ્ત્રો અને તેના અર્થોનો વિચાર કરવામાં તેનું મન ઘણું ચપળ હતું; કાવ્યોમાંથી નાના પ્રકારનાં રસો કાઢવાનું કૌતુક પણ હતું; જુદાજુદા વિષયો સંબંધી સંકલ્પવિકલ્પો પણ થતા હતા. યોગીન્દ્ર શ્રીભર્તૃહરિ કહે છે કે હવે આ સર્વ શાંત પડી ગયું છે અને હવે તો ત્રિશૂલધારી શિવને મેળવવાની તીવ્રતા છે. ત્રિશૂલ શબ્દથી તેની તીક્ષ્ણતા બતાવી છે.



# પરિશિષ્ટ (ખ)

અત્રે જે શ્લોકો આપ્યા છે તેમાંનો મોટો ભાગ વૈરાગ્યશતકની બીજી પ્રતિઓમાં મળી આવે છે. કેટલાક શ્લોકો શૃંગારશતકમાં છે તે જ વૈરાગ્યશતકમાં છે, જો વૈરાગ્યશતકમાંથી તેમને કાઢી નાંખે તો શ્લોક સંખ્યા શતકની સમીપ આવી જાય. કેટલાકો પ્રાસ્તાવિક શ્લોકોનો એક ભાગ આપે છે. તેમાં કેટલાક શૃંગારશતકમાં અને કેટલાંક નીતિશતકમાં મળે છે. આમાંથી જે શ્લોકો વૈરાગ્યશતકને યોગ્ય છે તે આ પરિશિષ્ટમાં મૂક્યા છે.

આ જગત્‌માં કોને સર્વત્ર સુખ મળે છે તે કહે છે:

अनुष्टुप्

**अकिञ्चनस्य दान्तस्य शान्तस्य समचेतसः ।**
**सदा संतुष्टमनसः सर्वाः सुखमया दिशः ॥ १ ॥**

જે અકિંચન (સંસારત્યાગી) છે તેને, જે જિતેન્દ્રિય છે તેને, જે શાંત છે તેને, જેને મનસમાનતા છે તેને, જે સંતુષ્ટ મનનો છે તેને સર્વ દિશાઓ (સ્થાનો) સદા સુખમય છે. ૧

આ પાંચ પ્રકારના મનુષ્યને સર્વ સ્થાનો સદા સુખકારક જ નીવડે છે. આ શ્લોક વૈરાગ્યશતકને કે નીતિશતકને કોઇને પણ યોગ્ય છે.

દારિદ્રય કે મરણ, બેમાંથી કયું શ્રેષ્ઠ એ પ્રશ્નનું ઉત્તર શબના દાખલાથી આપે છે:

શાર્દૂલવિક્રીડિત

**उत्तिष्ठ क्षणमेकमुद्वह गुरुं दारिद्र्यभारं सखे**
**श्रान्तस्तावदहं चिरं मरणजं सेवे त्वदीयं सुखम् ।**
**इत्युक्तो धनवर्जितेन सहसा गत्वा स्मशाने शवो**
**दारिद्र्यान्मरणं वरं वरमिति ज्ञात्वैव तूष्णीं स्थितः ॥२॥**

'હે સખે, એકજ ક્ષણુ તું મારો દારિદ્રયનો મોટા ભાર ઉંચકી લે, જેથી થાકી ગયેલો હું મરણુથી થયેલું તારું સુખ તેટલો લાંબો સમય સેવું,' આ પ્રમાણે સ્મશાનમાં એકાએક જઈને કોઈએક ધન વિનાનાથી જે એક શબને કેહેવાયું હતું તે શબ, 'દારિદ્રયથી મરણુ સારું છે, સારું છે' એવું સમજીને જ મુંગું પડી રહ્યું. ૨

આ શ્લોકમાં કલ્પના ઘણી સારી છે. શબ કાંઈ બોલતું નથી, જડ છે, નિર્જિવ છે છતાં ધન વગરનો કોઈ મનુષ્ય એકાએક સ્મશાનમાં તેની પાસે જાય છે. એકાએક શબ્દ સૂચવે છે કે શબનો અને તેનો નિત્યનો પરિચય નથી, અને ત્યાં શબને 'હે સખે,' એમ કહે છે એ તેની આતુરતાનું દર્શન છે. ધનહીન પુરુષ સખા પાસેથી કાંઇ વધુ માંગતો નથી, માત્ર એક ક્ષણુભર પોતાની દરિદ્રતાનો ભાર ઉપાડવાનું માંગે છે; બદલામાં મરણનો ભાર માંગે છે. તેને દારિદ્રય કરતાં મૃત્યુ સારું લાગે છે. એ ભારને તે મોટા ભાર કહે છે અને તે ઉંચકતાં પોતાને થાકી ગયેલો કહે છે. તેટલાં એક ક્ષણને તે ચિરકાલ માનવાને ખુશી છે અને તેટલા ક્ષણ મરણથી જે સુખ ઉત્પન્ન થાય છે તેટલું સુખ સેવવા દેવાની માંગણી કરે છે. દરિદ્રતાનો ભાર ઉપાડતાં થાકી ગયેલો મરણથી મળતાં સુખને કેટલું ઉત્તમ માને છે તેનો આ દષ્ટાંત છે. અત્રે દરિદ્રતાની ભયંકરતાનું સૂચન છે. પણ આ માંગણીનો જવાબ શો મળ્યો? દરિદ્રતા કરતાં મરણ ઉત્તમ. વરં, વરં એમ બે વાર છે તે મરણ વધારે સારું એમ બતાવવાને છે. શબ તેટલાં માટે બોલ્યું જ

નહિ. શબે મરણ અવસ્થા વધારે સારી છે એવો નિર્ણય આપ્યો છે. શબ નિર્જીવ તેને જીવન્ત માનેલું છે અને નિર્જિવનો આ નિર્ણય, તેમાં જ અદ્દ્ભુતતા છે. નિર્જીવમાં સજીવારોપણ છે. દારિદ્રય કરતાં મરણ કે સ્મશાન સારૂં છે.

સ્ત્રીઓનો સ્વભાવ ઘણો વિચિત્ર છે, અને તેથી ત્યાજ્ય છે તે કહે છે.

वसन्ततिलका

**एता हसन्ति च रुदन्ति च कार्यहेतो-**
**र्विश्वासयन्ति च परं न च विश्वसन्ति ।**
**तस्मान्नरेण तु सुशीलसमन्वितेन**
**नार्यः स्मशानघटिका इव वर्जनीयाः ॥ ३ ॥**

કાર્યને કારણે સ્ત્રીઓ હસે છે અને રડે છે, અને પોતાનાપર વિશ્વાસ રખાવે છે પણ પોતે કોઇનો વિશ્વાસ કરતી નથી; માટે સારાં ચરિતવાળા પુરુષે તો મસાણના માટલાંની માફક નારીઓ ત્યાગ કરવા જેવી છે. ૩

સ્ત્રીઓના સામાન્ય સ્વભાવનું વર્ણન આ શ્લોકમાં છે. સ્ત્રીઓને જ્યારે પોતાને કાંઇ કાર્ય કરાવવું હોય ત્યારે પુરુષની પાસે હસીને, મીઠાશથી કામ લે છે, પુરુષને ખુશ કરવાના રસ્તા લે છે; અને કોઇક વાર રીસાય છે. રડે છે અને સતાવીને પણ કામ સિદ્ધ કરે છે. સ્ત્રીમાં જ્યારે અન્ય બળ નથી ત્યારે તે આ રીત્યા પોતાનું કાર્ય સાધવાની તજવીજ કરે છે. તે પોતે કામ લેવું હોય ત્યારે એવી રીતે વર્તે છે કે સામાને તેનાપર વિશ્વાસ આવે છે, પણ સ્ત્રીની ખૂબી એ છે કે તે પોતે બીજાપર વિશ્વાસ કરતી નથી. આ બે ચરણોમાં સ્વભાવોક્તિ છે. સ્ત્રીઓ આવી વિચિત્ર છે, માટે કહેનાર એમ કહે છે કે સુશીલ પુરુષે સ્ત્રીઓ વર્જનીય છે. કહેનાર કહે છે કે એ સ્ત્રીઓ સ્મશાનના માટીના ઘડાઓના જેવી છે. સ્મશાનના માટીના ઘડાનો લોકો ત્યાગ કરે છે, ફોડી નાંખે છે એ રિવાજ જાણીતો છે. અત્રે ઉપમા અલંકાર છે. હવે સ્ત્રીઓને આ જે ઉપમા આપી છે તે કાંઈ બરાબર નથી લાગતી. બીજું સ્ત્રીઓને ત્યાજ્ય ઠરાવવાનો નિર્ણય પણ બરાબર નથી લાગતો. ધારો કે, શ્લોકમાં કહ્યા પ્રમાણે સ્ત્રીઓ

આવી લુચ્ચી છે, પણ પુરુષે શા માટે સ્ત્રીના ઢોંગમાં ફસાવું જોઇએ? શું પુરુષની મૂર્ખતા ન ગણાય? સમજુ પુરુષે શા માટે સમજીને વર્તવું નહિ અને સ્ત્રીઓથી દૂર ભાગવું?

સ્ત્રીઓના દોષો અત્રે કહે છેઃ—

शार्दूलविक्रीडित

**कार्कश्यं स्तनयोर्दृशोस्तरलतालीकं मुखे श्लाघ्यते**
**कौटिल्यं कचसञ्चये च वदने मान्द्यं त्रिके स्थूलता ।**
**भीरुत्वं हृदये सदैव कथितं मायाप्रयोगः प्रिये**
**यासां दोषगणः सदा मृगदृशां ताः स्युः पशूनां प्रियाः॥ ४ ॥**

સ્ત્રીઓનાં સ્તનોની કર્કશતા, નેત્રોની ચંચલતા, મુખમાં અસત્ય વચન, અંબોડા વાળવામાં કુટિલતા (વાંકાપણું), વદનમાં મંદતા, નિતંબભાગમાં સ્થૂલતા, એ દરેકની શ્લાઘા થાય છે; તેમનાં હૃદયમાં ભીરુપણું હંમેશાં જ કહેવાય છે અને તેઓ પોતાના પ્રિયપર માયા (મોહ) લગાડવાનો પ્રયોગ કરે છે; જે મૃગાક્ષીઓમાં આ દોષોનો ભંડાર સદા છે તે સ્ત્રીઓ પશુઓને પ્રિય હોય છે. ૪

આ શ્લોકમાં સ્ત્રીનાં શારીરિક અને માનસિક ગુણોનું વર્ણન છે. સ્ત્રીના સંબંધમાં કયી કયી વસ્તુઓ શોભે છે તે કહી છે. સ્ત્રીનાં સ્તનોની કર્કશતાનાં વખાણ થાય છે. પીનપયોધર એ સામાન્ય ઉક્તિ છે. મોટાં અને ભરાઉ સ્તનો હાથમાં સખ્ત લાગે તેથી પુરુષને આનંદ થાય છે. અત્રે **कार्कश्य** શબ્દનો પ્રયોગ છે, પણ તેના કરતાં **काठिन्यं** વધારે યુક્ત છે. પણ આલિંગનમાં સ્ત્રીનાં સ્તનો પુરુષને વાગે છે, અને તે સુખદાયી લાગે છે એમ પણ કહે છે તેથી કાર્કશ્ય ગણીએ તો ચાલે. બીજું, સ્ત્રીઓનાં નેત્રોની ચંચલતા એટલે કે કટાક્ષોનાં પણ કવિઓ યશ ગાય છે. ત્રીજું, પુરુષના મુખમાં નહિ પણ સ્ત્રીના મુખમાં અસત્ય વચન શોભે છે, ક્ષમ્ય છે, તે જો જૂઠું બોલી છેતરે તો પણ પુરુષને આનંદ થાય છે. વળી ચોથું, સ્ત્રીના અંબોડામાં જો વાંક હોય તો તે

સુંદર લાગે છે. પાંચમું, વદનમાં માન્દ્ય એટલે કે આલસ્ય પણ સુંદર લાગે છે. છઠ્ઠું, નિતંબમાં સ્થૂળતા એટલે મોટાપણું, ભરાઉપણું હોય તો હાથીની ગતિનો જાણે ભાસ થાય છે. સાતમું એમ કહે છે કે સ્ત્રીનાં હૃદયમાં સદા ભીરુપણું હોવું જોઇએ. એ ભીરુપણું તે કેવું ? બાલહરિણીઓના જેવું. એ ભીરુપણું સ્ત્રીમાં શોભારૂપ છે. જો મર્દમાં હોય તો તે બાયલો ગણાય છે. આઠમું, પોતાના પ્રિયને પોતાના મોહમાં રાખવાનો પ્રયોગ તો સ્ત્રીને માટે હંમેશાં કહ્યો જ હોય છે. કવિ કહે છે કે, આ સર્વ દોષોનો ભંડાર જે મૃગાક્ષીઓમાં હોય છે તે સ્ત્રીઓ પશુઓને પ્રિય થાય છે. જેઓને આવી સ્ત્રીઓ પ્રિય હોય તેઓને પશુઓ સમજવા એમ તાત્પર્ય છે. અર્થાત્ કે જ્ઞાનીઓને આવી સ્ત્રીઓથી મોહ ના થાય, સ્ત્રીઓ પ્રિય ના લાગે. જ્ઞાનીઓએ એવા ગુણોવાળી સ્ત્રીઓનો ત્યાગ કરવો. અથવા આવા ગુણો સ્ત્રીઓએ જ્ઞાનીઓને પ્રિય થવાને ત્યાગવા.

આ શ્લોક પંચતંત્રમાં નીતિની દૃષ્ટિએ આપેલો છે.

દૈવ ઘણું બળવાન્ છે તે માટે કહે છે.

वसन्ततिलका

**गात्रैर्गिरा च विकलश्चटुमीश्वराणां**
**कुर्वन्नयं प्रहसनस्य नटः कृतोऽसि ।**
**स त्वां पुनः पलितकर्णकभाजमेनं**
**नाट्येन केन नटयिष्यति दीर्घमायुः ॥ ५ ॥**

તારાં ગાત્રો અને વાણીથી વાંકોચુંકો (ખોડવાળો) થયેલો, મોટાંઓની ખુશામત કરતો તને આ પ્રહસનનો નટ બનાવ્યો છે; પરંતુ વળી પલિયાંરૂપ રોગના પાત્રરૂપ લાંબા આયુષ્યવાળા તને કયા નાટકનો નટ એ બનાવશે ? ૫

આ શ્લોક અનર્ઘરાઘવમાં ત્રીજા અંકમાં છે. દૈવ શું કરે છે તે અત્રે કહ્યું છે. કહે છે કે દૈવે તને જુવાનીમાં આ પ્રહસન—પ્રહસન એ હાસ્યરસયુક્ત નાટકનો એક પ્રકાર છે, તે—નો નટ એટલે કે વિદૂષક બનાવ્યો છે. તેમાં તું મોટાંઓની ખુશામત કરવાને મીઠું મીઠું બોલે છે; અવયવો વાંકાચુંકાં કરી ભાવ બતાવે છે અને વાણી પણ સીધી સ્પષ્ટ નહિ પણ

ખોડવાળી બોલે છે અને ખુશ કરે છે. જુવાનીમાં તો આ બધું ઠીક છે, પણ કહે છે કે જ્યારે તારું લાબું આયુષ્ય હોઇ તારાં વાળ સફેદ થઈ જશે ત્યારે એ દૈવ તને કેવા નાટકનો નટ બનાવીને નચાવશે તેનો વિચાર કર. અર્થાત્ કે દૈવ ઘણું બળવાન્ છે, તે સમજ.

જગત્‌માં ચલ શું છે અને અચલ શું છે તે કહે છે:–

अनुष्टुप्

**चला लक्ष्मीश्चलाः प्राणाश्चले जीवितयौवने ।**
**चलाचले च संसारे धर्म एको हि निश्चलः ॥ ६ ॥**

**આ જગત્‌માં લક્ષ્મી ચલ છે, પ્રાણો ચલ છે, જીવિત અને યૌવન બન્ને ચલ છે; આ ચલ અને અચલ એવા સંસારમાં માત્ર એક ધર્મ નિશ્ચલ છે. ૬**

લક્ષ્મી આવે છે અને જતી રહે છે, પ્રાણ એટલે આયુષ્યનો ભરોસો નથી, જીવિત અને યૌવનની સ્થિરતા નથી, તેમની વૃદ્ધિ અને ક્ષય થાય છે; માત્ર એક ધર્મ એવો છે કે સદા નિશ્ચલ રહે છે, તેમાં વિકાર થતો નથી. જેમાં વિકાર થાય, વધઘટ થાય, ફેરફાર થાય તે ધર્મ નહિ. ધર્મનું સ્વરૂપ આથી સમજવાનું છે. અચલ હોય તે ધર્મ.

લક્ષ્મીવાન્ કરતાં યોગી શ્રેષ્ઠ છે તે માટે કહે છે:

शिखरिणी

**न भिक्षा दुष्प्रापा पथि मम महारामरचिते**
**फलैः संपूर्णा भूर्द्विपमृगसुचर्मापि वसनम् ।**
**सुखैर्वा दुःखैर्वा सदृशपरिपाकः खलु तदा**
**त्रिनेत्रं कस्त्यक्त्वा धनलवमदान्धं प्रणमति ॥ ७ ॥**

**મોટી વાડીઓ( અથવા સુંદર મોટા વિશ્રામો )વાળા મારા માર્ગમાં ભિક્ષા કાંઇ દુ:ખે મળે તેવી નથી; આ ભૂમિ ફલોથી સંપૂર્ણ છે અને વાઘ તથા મૃગનાં સુંદર ચામડાં પણ વસ્ત્રો માટે છે; સુખોથી કે દુ:ખોથી જો પરિણામ સરખું જ હોય તો ત્રિનેત્ર(શંભુ)ને છોડીને ધનના લેશથી મદાન્ધ થયેલાને કોણ પ્રણામ કરે ? ૭**

ધનવાળાને ત્યાં રહીને ખાવાનું મળે છે, મારા માર્ગમાં મોટાં વન ઉપવનો છે, વિશ્રામ સ્થાનો છે; ત્યાં વૃક્ષોપાસેથી ભિક્ષાન્ન મળે છે અને નગરોમાં પણ ભિક્ષાન્ન મળે છે; આ પૃથ્વી ફળાદિથી ભરપૂર છે અને ઓઢવા પાથરવાને વાઘ અને હરિણનાં ચામડાં મળે છે. અર્થાત્ કે સાંસારિક જીંદગીમાં અને વનની જીંદગીમાં કાંઇ ફેર નથી, પણ યોગી કહે છે કે ત્યારે તો ત્રિનેત્ર શંકરને જ સેવવા સારા છે, તેને છોડીને તુચ્છ નાશવંત ધનના મદાંધને કોણ સેવે ? કોઇ જ નહિં. લક્ષ્મી કરતાં શંકરની સેવા શ્રેષ્ઠ છે.

ચિત્તની નિર્બળતા બતાવવાને કહે છે કે,

शार्दूलविक्रीडित

**पातालान्न विमोचितो बत बली नीतो न मृत्युः क्षयं**
**नो मृष्टं शशिलाञ्छनं च मलिनं नोन्मूलिता व्याधयः।**
**शेषस्यापि धरां विधृत्य न कृतो भारावतारः क्षणं**
**चेतः सत्पुरुषाभिमानगणनां मिथ्या वहन् लज्जसे ॥८॥**

હે ચિત્ત, પણ તેં પાતાળમાથી બળીને મુક્ત કરાવ્યો નથી; યમરાજાનો ક્ષય કરાવ્યો નથી; ચન્દ્રનું મલિન લાંછન તેં ધોવડાવ્યું નથી અને વ્યાધિઓને જડમૂળથી ઉખેડ્યા નથી; પૃથ્વીને ઉપાડીને તેં ક્ષણભર શેષનો પણ ભાર ઉતાર્યો નથી છતાં સત્પુરુષપદના અભિમાનની ગણના મિથ્યા ઉપાડે છે તે તારે શરમાવું ઘટે. ૮

મોટાં મોટાં કામો કરી મોટા પુરુષોમાં, સત્પુરુષોમાં ગણાવાનું અભિમાન લો તો તે સારું; તે વિના મિથ્યા અભિમાન લેવું તો શરમાવું. કોઇ પૂછે છે કે સત્પુરુષોમાં ગણાવા માટે કેવાં કર્મો કરી અભિમાન લેવું ? આ પ્રશ્નના જવાબમાં કહે છે કે બલિરાજાને વિરાટ્સ્વરૂપે પાતાળમાં ચાંપ્યો છે તેને ત્યાંથી છોડાવી લાવો ત્યારે ખરું; અથવા તો મૃત્યુ ભગવાન્ સર્વનો ક્ષય કરનાર છે તેને ક્ષયવશ કરાવો કે કરો ત્યારે ખરું; અથવા તો ચન્દ્રમાને ગુરુપત્નીના સંભોગનું અથવા હરણનું મલિન લાંછન છે તે ધોવડાવો ત્યારે ખરું; અથવા તો જગત્માં વ્યાધિ-

ઓનો પાર નથી તેમને જડમૂળથી નાશ કરી લોકોને સુખ કરો ત્યારે ખરું; અથવા તો શેષનાગને માથે પૃથ્વી ધરી રાખવાનો ભાર કહેવાય છે તે વધારે વખત નહિં તો એક ક્ષણભર તો તું ઉપાડી લે ત્યારે ખરું. આ સવ કામો ચિત્ત ગમે તેવું બળવાન્ હોય છતાં અશક્ય છે, માટે કરવાં યોગ્ય કર્મો તો આવાં છે અને તે જો ન થાય તો પછી જેઓએ એ કર્મો કર્યાં છે તેમને ભજો. આવાં કામો વિના સત્પુરુષ, મહાત્માની હારમાં બેસવાનું મિથ્યા અભિમાન લેતાં શરમાઓ.

આ જગત્માં ખરો વૈભવ કયો છે તે કહે છે:

अनुष्टुप्

**भिक्षा कामदुधा धेनुः कन्था शीतनिवारिणी ।**
**अचला तु शिवे भक्तिर्विभवैः किं प्रयोजनम् ॥ ९ ॥**

કામદુધા (ઇચ્છાનુસાર દૂધ આપનારી) ગાય તે ભિક્ષા છે, ટાઢનું નિવારણ કરનારી તે ફાટેલી ગોદડી છે, અચલ તે શિવમાં ભક્તિ છે તો પછી વૈભવોનું શું પ્રયોજન છે?

અત્રે ભિક્ષા શબ્દનો અર્થ આજે 'ધર્મનો જય' એમ પોકાર કરતાં નીકળે તેમની ભિક્ષા સમજવાની નથી; સાચી ભિક્ષા માંગનારા કાલને માટે સંગ્રહ કરતા નથી. કામદુધા ગાય તો તે કાલની ચિંતા વિનાની ભિક્ષા છે કે જે ભિક્ષામાં કામના પ્રમાણે ખાવાનું મળે છે. ઇચ્છાનુસાર વસ્તુ આપે તે, ટાઢનું નિવારણ કરે તે અને અચલ હોય તે એ ત્રણ વસ્તુ હોય તો બીજી વસ્તુના વૈભવો નકામા છે.

ખરું તપ કયું છે તે માટે પૂછે છે:

शार्दूलविक्रीडित

**यद्वक्त्रं मुहुरीक्षसे न धनिनां ब्रूषे न चाटुं मृषा ।**
**नैषां गर्वगिरः शृणोषि न पुनः प्रत्याशया धावसि ।**
**काले बालतृणानि खादसि सुखं निद्रासि निद्रागमे**
**तन्मे ब्रूहि कुरङ्ग कुत्र भवता किं नाम तप्तं तपः ॥१०॥**

હે કુરંગ, તેં ક્યાં, કેવી જાતનું તપ કર્યું છે કે જેથી તું ફરીફરીને ધનવાનોનું મોઢું જોતો નથી, કે તેમ મિથ્યા

મીઠું બોલતો નથી, કે તેમની અભિમાનની વાણી સાંભળતો નથી કે તેમની પાસેથી મળવાની આશા રાખી તેમની પાછળ દોડતો નથી, પણ સમયાનુસાર કુમળું ઘાસ ખાય છે અને નિદ્રા આવે ત્યારે સુખે ઉંઘે છે તે તું મને કહે. ૧૦

કુરંગ એક ઘણું જ નિર્દોષ હરિણ ગણાય છે. તે સુખે ખાય છે, પીએ છે અને ઉંઘે છે. જે તેના પર સ્નેહ રાખે તેની પાસે તે જાય છે અને તેની સાથે તે રમે છે, એવું તે નિર્દોષ છે. એને કોઇ ખાવાને ઘાસ નાંખે તો ઠીક, નહિં તો એ પોતાની મેળે કુમળું ઘાસ ચરી ખાય છે, અને ઉંઘ આવે ત્યારે ઉંઘે છે. તેથી તેનું એ જીવન પસંદ કરી રૂપક બાંધ્યું છે. કોઇ મનુષ્ય માત્ર ખાવું, પીવું અને ઉંઘવું જ, એટલું જો કરતો હોય તો તેનાં જીવન અને કુરંગનાં જીવનની તુલના કરવી અને તેવું જીવન માગવું ઠીક છે. પણ અત્રે સર્વોત્તમ જીવન કયું તેનું સૂચન કુરંગના જીવનમાં છે. ગરીબ કુરંગ છે, પણ ગરીબીને લીધે તેને જેમ નમવું ના પડે તેમ માણસને પણ ધનવાનો પાસે નમવું ના પડે. સ્વાર્થ માટે મીઠું બોલવું ના પડે, જાંસા સાંભળવા ના પડે તે જીવન જોઇએ, મરજીમાં આવે ત્યારે ખાઇયે અને ઉંઘીયે તેવું ઉપાધિ અને ચિંતા વિનાનું જીવન જોઇએ.

ચિત્તની તૃષ્ણાનું બળ બતાવવા કહે છે કે.

शिखरिणी

**समारम्भा भग्नाः कति न कतिवारांस्तव पशो**
**विपासोस्तुच्छेऽस्मिन्द्रविणमृगतृष्णार्णवजले ।**
**तथापि प्रत्याशा विरमति न तेऽद्यापि शतधा**
**न दीर्णं यच्चेतो नियतमशनिग्रावघटितम् ॥ ११ ॥**

હે પશો, આ તુચ્છ દ્રવ્યરૂપ મૃગતૃષ્ણાના સાગરનાં જળમાં તારા તૃષાતુરના કેટલા અને કેટલી વાર સમારંભો ભાંગી પડ્યા છે, તોપણ આજે પણ તારી તેના તરફની આશા વિરામ પામતી નથી અને તારાં ચિત્તના

**એક સો કટકા થતા નથી; કારણ કે એ ચિત્ત વજ્રના પથ્થરમાંથી બનાવેલું છે. ૧૧**

કવિ કહે છે કે દ્રવ્યની તૃષ્ણા તે મૃગતૃષ્ણા અને એ મૃગતૃષ્ણા એક સાગર છે; સાગરનું પાણી ખારું હોવાથી તૃષાતુરની તૃષા શાંત થતી નથી, અને તેથી કહે છે કે તોયે તૃષ્ણાસાગરનું જળ પી તૃષા શાંત કરવા ધારી, અર્થાત્ દ્રવ્ય મેળવવાના કિલ્લાઓ બાંધ્યા અને એવા અગણિત કિલ્લાઓ અસંખ્ય વાર તૂટયા છે એ તું જાણે છે છતાં તારા આશયો તો દ્રવ્ય તરફ જ દોડે છે અને તેમાં નિરાશા મળ્યા છતાં હૃદય ફાટતું નથી, માટે તારું હૃદય જે પથ્થરમાંથી અગ્નિ ખરે છે તે પથ્થરનું બનાવેલું છે એમ કહે છે. ચિત્ત અદૃષ્ટ વસ્તુ છે, તેને જડ અત્યંત સખ્ત પથ્થર સાથે સરખાવ્યું છે.

કામ ભગવાનનું વૈચિત્ર્ય બતાવવાને કહે છે—

वसन्ततिलका

**सिंहो बली द्विरदशूकरमांसभोजी**
**संवत्सरेण रतिमेति किलैकवारम् ।**
**पारावतः खरशिलाकणमात्रभोजी**
**कामी भवत्यनुदिनं वद कोऽत्र हेतुः ॥ १२ ॥**

**સિંહ બળવાન્ છે, હાથી અને શૂકરનાં માંસનું ભોજન કરનારો છે છતાં તે માત્ર એક જ વાર આખા વર્ષમાં રતિસુખ ભોગવે છે; ત્યારે કબૂતર સખ્ત પત્થરના કણ માત્ર ખાનારો છે તે રોજ રોજ કામી બને છે એમાં કયું કારણ છે તે કહો. ૧૨**

આ શ્લોકમાં પ્રકૃતિનું સુંદર અવલોકન છે, સ્વાભાવિક વાત છે. સિંહ ઘણો બળવાન્ અને હાથી અને શૂકરનું માંસ ખાનાર તેને કાંઇ વીર્યની ખામી ના પડે, છતાં આખાં વર્ષમાં તેને રતિસુખની ઇચ્છા એક જ વાર થાય, એક જ વાર રતિસુખ મળે છે. અને કબૂતર સખ્ત કાંકરા ખાનાર છે અને તે રોજ રોજ, દિવસમાં અનેક વાર, કામી બને છે એક જ દિવસમાં અનેક વાર રતિસુખ ભોગવે છે. એ એક આશ્ચર્ય-

જનક વાત છે. કોઇ કહેશે કે અમુક ભોજન ખાધાથી, દવાઓ ખાધાથી વીર્ય વધે, વીર્યના ઝરાઓ ફુટે અને રતિનું સુખ વધારે ભોગવાય તો સિંહનો દાખલો વિરુદ્ધ જાય છે. નિર્બળ કબૂતર કાંકરા ખાનાર છતાં તેની કામવાસના તેજ રહે છે. એ જ પ્રમાણે એક સિંહ એક સિંહણથી સંતુષ્ટ રહે છે અને એક વાંદરો કે એક કાલિયાર અનેક વાંદરીઓ કે હરિણીઓને રાખે છે. આ સર્વ બતાવે છે કે ભોજન કે ઔષધિ કરતાં પ્રકૃતિ બળવાન્ છે. જે ઉચ્ચ છે, બળવાન્ છે તેની ભાવના અને વર્તન પણ ઉચ્ચ છે; નિર્બળ, હલકાં પ્રાણીની ભાવના અને વર્તન પણ તેવાં જ હોય છે. મોટાઓ વિષયના દાસ બનતા નથી, પણ નિર્બળ બને છે.

પ્રાચીનકાળમાં જ્ઞાની પુરુષો જડ અને ચેતન, સ્થાવર અને જંગમ પ્રકૃતિનું અવલોકન કરી, તેપરથી પુરુષ પરમાત્માની મહત્તા પ્રતિપાદન કરતા તેનો આ દૃષ્ટાંત છે. કામ ભગવાન્‌ની વિચિત્રતા પણ અત્રે દર્શાવી છે.

મનુષ્યની ઇચ્છા કેવી હોવી જોઇએ અથવા કેવી દૃષ્ટિ સર્વોત્તમ છે તે કહે છે:

शिखरिणी

**अहौ वा हारे वा बलवति रिपौ वा सुहृदि वा**
**मणौ वा लोष्टे वा कुसुमशयने वा दृषदि वा ।**
**तृणे वा स्त्रैणे वा मम समदृशो यान्तु दिवसाः**
**क्वचित्पुण्यारण्ये शिव शिव शिवेति प्रलपतः ॥ १३ ॥**

ક્યારેક પવિત્ર અરણ્યમાં શિવ, શિવ, શિવ એવો પોકાર કરતો હું તેના, ઝેરી સાપ (નાગ) પર અથવા હારપર, બળવાન્ શત્રુપર કે મિત્રપર, મણિપર કે માટીના ઢેફાપર, કુસુમશયનપર કે પથ્થરની શય્યાપર, ઘાસપર કે સ્ત્રીઓના સમુદાયપર સમાનદૃષ્ટિવાળા દિવસો ભલે પસાર થાવ. ૧૩

ઝેરી નાગને મોતીના હાર જેવો જોઉં, અથવા મોતીની માળાનો ઝેરી નાગસમ ત્યાગ કરું, શત્રુને મિત્ર તરીકે જોઉં, મણિ જેવી કીમતી

વસ્તુને માટીના ઢેફાં બરાબર સમજું, કુસુમની શય્યા અને પથ્થરની શય્યા મને સમાન લાગે, કુમળું ઘાસ અને સ્ત્રી બન્ને સમાન લાગે તેવી સમાન ભાવનાવાળી મારી નજર બની હોય તેવા કાલમાં કોઇ એક પુણ્યારણ્યમાં શિવ, શિવ, શિવ એવો જાપ જપતો જોવાની પોતાની આતુરતા અત્રે દર્શાવી છે.

મનુષ્ય ગમે તેમ પણ પોતાનો સ્વભાવ છોડતો નથી તે માટે કહે છે કે

शिखरिणी

**अनावर्ती कालो व्रजति स वृथा तन्न गणितं**
**दशास्तास्ताः सोढा व्यसनशतसंपातविधुराः।**
**कियद्वा वक्ष्यामः किमिव बत नात्मन्यपकृतं**
**त्वया यावत्तावत्पुनरपि तदेव व्यवसितम् ॥ १४ ॥**

પાછો ન આવે તેવો કાળ વૃથા ગયો તે ના ગણ્યું; સેંકડો દુ:ખોની હારમાળાને લીધે દુ:ખદાયક થયલી તે તે દશાઓ સહન કરી; અમે તે કેટલું કહીશું? શું કહીશું? તેં પોતાના સંબંધમાં કંઇ લાભ કર્યો નહિ અને ઉલટું તેં તે સર્વ બધું પાછું શરુ કર્યું. ૧૪

માણસની સ્વભાવોક્તિ આમાં સત્ય કહી છે. દુ:ખોનો અનુભવ થાય છે, જાણે છે કે ગયો કાલ પાછો આવતો નથી અને તે ધ્યાનમાં ન રાખ્યાથી કાલ નિરર્થક જાય છે, દુ:ખોની પરંપરાઓ ચાલુ હોય છે છતાં એ પોતાના સ્વભાવ પ્રમાણે તેનું તેજ ફરી ફરીને કર્યા જ કરે છે. વજ્ર જેવા સખ્ત ચિત્તની ચીવ્વટાઇનું આ દર્શન છે.

માણસ પોતાની પાસે જે હોય તે જ વસ્તુ આપી શકે, બીજી નહિ તે માટે કહે છે.

मालिनी

**ददतु ददतु गालीर्गालिमन्तो भवन्तो**
**वयमपि तदभावात् गालिदानेऽसमर्थाः।**

**जगति विदितमेतद्दीयते विद्यमानं**
**नहि शशकविषाणं कोऽपि कस्मै ददाति ॥ १५ ॥**

આપો, આપો ગાલી જોઇએ તેટલી, કારણ કે તમારી પાસે ગાલીઓ છે; તેના અભાવને લીધે અમે તો ગાલિ આપવામાં અસમર્થ છીએ. જગત્‌માં આટલું જાણીતું છે કે જે કાંઇ વિદ્યમાન હોય છે તે આપવામાં આવે છે; કારણ કે સસલાંનું શિંગડું કોણ કોને આપે છે? ૧૫

જેના મોંઢામાં ગાલી ભરેલી હોય છે તે ગાલીઓ જ આપે છે. તેના મોંમાંથી બીજું કાંઈ નીકળે જ નહિં; જેના મોંઢામાં મીઠાશ છે તે કદિ અપશબ્દ કાઢાડે નહિં. જગત્‌નો કાયદો છે કે પાસે જે હોય તે માણસ આપી શકે, બીજું ક્યાંથી લાવીને આપે? દાખલા તરીકે સસલાંનું શિગડું છે નહિ તો પછી કોણ ક્યાંથી લાવે અને કોને આપે?

નીચેના બે શ્લોકો અન્યત્ર આપ્યા છે. ચરણોની ઉલટાસુલટી અને પાઠભેદ છે તે જાણવા માટે શ્લોકો માત્ર અત્રે આપ્યા છે.

स्रग्धरा

**भव्यं भक्तं ततः किं कदशनमथवा वासरान्ते ततः किं**
**कौपीनं वा ततः किं किमथ सितमहच्चाम्बरं वा ततः किं ।**
**एका भार्या ततः किं शतगुणगुणिता कोटिरेका ततः किं**
**त्वेको भ्रान्तस्ततः किं करितुरगशतैर्वेष्टितो वा ततः किम् ॥**

પ્રભાતે સુંદર ભોજન મળ્યું તેથી શું અને દિવસને અંતે ખરાબ મળ્યું તો તેથી શું? અથવા એક કૌપીન મળી તેથી શું અને શ્વેત મોટું અંબર મળ્યું તેથી શું? એક ભાર્યા મળી તેથી શું અને એક કોટિને એક સોએ ગુણિએ તેટલી મળી તેથી શું? એકલા ફરવાનું હોય તેથી શું અને સેંકડો હાથી ઘોડાઓથી વિંટાયેલા હોઇએ તેથી શું? ૧૬

જુઓ પરિશિષ્ટમાં ૧૫ મો શ્લોક जीर्णा कन्था ततः किं ઇત્યાદિ અને તેની સાથે સરખાવો. બન્ને સ્રગ્ધરા વ્રતમાં છે.

शार्दूलविक्रीडित

**भूपर्यङ्को निजभुजलता कन्दुकं खं वितानं**
**दीपश्चन्द्रो विरतिवनितालब्धसङ्गप्रमोदः ।**
**दिक्कान्ताभिः पवनचमरैर्वीज्यमानः समन्ता-**
**द्भिक्षुः शेते नृप इव भुवि त्यक्तसर्वस्पृहोऽपि ॥१७॥**

એક ભિક્ષુ (સંન્યાસી) સર્વ ઇચ્છાઓનો ત્યાગ કર્યા પછી પણ ભૂમિપર એક રાજાની પેઠે સુવે છે. ભૂમિ તેનો પલંગ છે, પોતાની ભુજલતા તેનું ઓસીકું છે, આકાશ તેના પલંગનો ચંદરવો છે, ચન્દ્રમા તેનો દીવો છે, વૈરાગ્ય-રૂપ વનિતાનો સંગ મેળવીને ખૂબ આનંદ મેળવે છે, છે, અને દિશાઓરૂપ કાન્તાઓ પવનરૂપ ચામરોવડે તેની ચારે તરફ પવન ઢોળે છે. (એવી રીતે રાજાની માફક તે સુવે છે.) ૧૭

શતકના ૯૪ મા શ્લોકमहाशय्या पृथ्वी विपुलमुपधानं भुजलता ઇત્યાદિ સાથે સરખાવો.

સુંદર નેત્રોવાળી સ્ત્રીઓ સર્વ કાંઇ કરે છે તે માટે કહે છે.

वसन्ततिलका

**संमोहयन्ति मदयन्ति विडम्बयन्ति**
**निर्भर्त्सयन्ति रमयन्ति विषादयन्ति ।**
**एताः प्रविश्य सदयं हृदयं नराणां**
**किं नाम वामनयना न समाचरन्ति ॥ १८ ॥**

સ્ત્રીઓ પુરુષોને ભારે મોહ કરે છે, મદમસ્ત કરે છે, હાસ્યાસ્પદ બનાવે છે, તેમનો તિરસ્કાર કરે છે,

વાળી સ્ત્રીઓ પુરુષોના દયાળુ હૃદયમાં પ્રવેશ કરીને કયી ચીજ નથી કરતી? (સર્વ કરે છે.) ૧૮

આ શ્લોકમાં સ્ત્રીની સબળતા વર્ણવી છે. પુરુષોની નિર્બળતા જગત્‌માં સ્ત્રી પાસે છે એનું સૂચન છે. સ્ત્રીઓના સ્વાભાવિક ગુણો–પ્રકૃતિ પુરુષથી બળવાન્ છે, અને પુરુષ જ્યારે તેની સામે ટકે ત્યારે તે જિતેન્દ્રિય ગણાય છે. શૃંગારશતકમાં ચાલે તેવો શ્લોક છે.

એકચિત્ત પુરુષો સર્વથી શ્રેષ્ઠ છે અને તેમને વન અને ઘર સમાન છે તે બતાવવાને કહે છે.

शिखरिणी

**स्थितिः पुण्येऽरण्ये सह परिचयो हन्त हरिणैः**
**फलैर्मेध्या वृत्तिः प्रतिनदि च तल्पानि दृषदः ।**
**इतीयं सामग्री भवति हरभक्तिं स्पृहयतां**
**वनं वा गेहं वा सदृशमुपशान्त्येकमनसाम् ॥ १९ ॥**

હર(શંભુ)ની ભક્તિ કરવાની ઇચ્છા કરનારાઓને, પવિત્ર અરણ્યમાં વાસ, હરિણો સાથે પરિચય, ફલોપર પવિત્ર જીવિકા, દરેક નદીમાં જલપાન અને શિલાઓની શય્યાઓ એ સર્વ સામગ્રી (સ્વાભાવિક, વિના શ્રમે) મળે છે. જેમનું ચિત્ત શાંત થવાથી એકાગ્ર થયું છે તેમને વન અથવા ઘર સરખાંજ છે. ૧૯

મનુષ્યને ખરો સંતોષ કયાં મળે છે તે કહે છે.

शार्दूलविक्रीडित

**स्वादिष्टं मधुनो घृताच्च रसवद्यत्प्रस्रवत्यक्षरं**
**दैवी वागमृतात्मनो रसवतस्तेनैव तृप्ता वयम् ।**
**कुक्षौ यावदिमे भवन्ति धृतये भिक्षाहृताः सक्तव-**
**स्तावद्दास्यकृतार्जनैर्न हि धनैर्वृत्तिं समीहामहे ॥ २० ॥**

જ્યાંસુધી ભિક્ષાથી આણેલા આ સાથવાઓ અમારા દેહોનાં રક્ષણાર્થે આ પેટમાં પડે છે ત્યાં સૂધી સેવા કરીને મેળવેલા ધનથી જીવવાની અમે ઇચ્છા કરતા નથી. તેમ જ અમૃતાત્મ (અમૃતવાળા) અને રસવાળા, મધ ઘીના કરતા પણ સ્વાદિષ્ટ અને રસવાળા એવા અક્ષરબ્રહ્મને જે દૈવી વાણી પ્રસવે છે તે દૈવી વાણીથી જ અમે તૃપ્ત થઇએ છીએ.



# "ગુજરાતી" પત્રનું
## બુકસાઇઝ
# પંચાંગ

અત્યાર સુધી પંચાંગના પુંઠાં એકદમ હલકા પાતળા, તાબુત બનાવવામાં વપરાતા ચીનાઈ સિંદુરિયાં કાગળનાં થતાં હતાં, જેથી પંચાંગ થોડા સમય વપરાશમાં આવતાં, તેનું પુઠું ફાટીને ચૂરેચૂરા થઈ જતું હતું. આથી અમારાં પંચાંગનું કવર ટકાઉ બનાવવામાં આવ્યું છે, એટલું જ નહિ, પણ તેને સુંદર અને આકર્ષક કરવામાં આવ્યું છે.

આ પંચાગમાં જ્યોતિષને લગતી સઘળી હકિકત સંપૂર્ણ વિગતવાર રીતે આપવામાં આવી છે.

ઉપરાંત સર્વ સંપ્રદાયના તહેવારોની ટીપ, વિદ્યમાન આચાર્યોની ટીપ, પારસી, ખ્રિસ્તી, મુસલમાન તારીખો

આપવામાં આવી છે. પ્રાતઃસ્પષ્ટ સૂર્ય, ચંદ્રની રાશી, ઇષ્ટ ઘડી વગેરે જણાવવામાં આવ્યાં છે કે જેથી જન્માક્ષર, પત્રિકા બનાવવાનું કામ સુલભ થાય.

દિનદશાના કોઠા, ગ્રહ, ગ્રહસ્થાન, સારી બુરી દશા, તે દશા ભોગવવાનો સમય, દાન, જપ વિધિ દર્શાવ્યો છે અને આ સિવાય મુહૂર્તો સ્પષ્ટ અને નિર્ણયાત્મક રીતે જણાવવામાં આવ્યાં છે.

**પંચાંગમાં પ્રશ્નનો વિષય બારીકતાથી આપવામાં આવ્યો છે.**

અંગ સ્ફુરણનું ફળ અને પલ્લીપતનનું ફળ પણ આપવામાં આવ્યું છે. તેમજ ગ્રહણ હિન્દના કયા ભાગમાં દેખાશે તેનો નકશો તથા ગૃહોનાં ચિત્રો આપ્યાં છે.

દરરોજની જરૂર પડતી હકીકત

આ પંચાગમાં દરરોજ વ્યવહારમાં અને ઘરકામમાં જરૂર પડતી માહિતી આપવામાં આવી છે. માસે માસનું વારે વારીઉ વ્યાજ ગણવાનો કોઠો, ટપાલની હકિકત, તારની હકીકત,

રેલ્વે, રેલ્વેપાર્સલ, વેલ્યુપેયેબલ, રેલ્વેના કાયદા, પાસેન્જરના હક્ક શા, નુકશાન માટે રેલ્વેની જવાબદારી, સ્ટેમ્પ એકટ, આવકવેરો વગેરે હકિકત સમાવી છે.

વેપાર ધંધાને લગતી

જકાતવેરાનો દર, લોનો, લોનની પાકતી મુદત, લોનના વ્યાજ મેળવવાની તારીખ આપવામાં આવી છે. સોનું, ચાંદી, સુતર, રૂ, કરિયાણા બજારની હકીકત તેમના એસોસિએશનના બંધારણ, પતાવટના નિયમો અને કાનુનો આપ્યા છે.

વિષયોની નવીનતા

વિષયોની અનુક્રમણિકા દાખલ કરવાથી દરેકને વારેવારે પાના ફેરવી વિષય શોધવાની તકલીફ દૂર કરી સુગમતામાં વધારો કર્યો છે.

કથા

લોક માગણીનો સત્કાર કરી વ્રત કથાનો ભાગ પણ આપવામાં આવ્યો છે. કથા ભાગ હિન્દુ ધર્મશાસ્ત્રમાંથી લેવામાં આવે છે અને તેમાં સદબોધ રૂપી અમૃત ઝરે છે.